# काव्य रत्नाकर.

## प्रथम भाग.

रचीने प्रसिद्ध करनार.

केशवजी गोबर भट्ट.

वापज निवासी.

**शार्दुल विक्रिडीत वृत्त.**

छंडीने अभिमान ध्यान धरवुं, प्रीतें परब्रह्मनुं,
आ संसार असारमां समजनुं, कांइ नथी आपणुं:
नीती ज्ञान अने प्रभु तणि स्तुती, लावी प्रिती अंतरे,
वांचो में सहु प्रेमथी वरणवी श्री काव्यरत्नाकरें.

मुंबई,

વિજય છાપાખાનું.



સંવત. ૧૯૫૭ સન ૧૯૦૧

मुल्य रु.१—०—०

# ગ્રન્થાર્પણ.



સદા મહેરબાન રાજ્યમાન રાજેશ્રી
ડાક્ટર **પોપટભાઇ પ્રભુરામ એલ. એમ.**
**એન્ડ એસ. અને જસ્ટીસ ઓફ ધી પીસ.**
સાહેબની પરમપુનીત સેવામાં                મુંબઇ.

### શાર્દુલ વિક્રિડીત વૃત.

નીવાસી પુર પોરબંદર તણા, સોરાષ્ટ્ર ભૂમી વિષે;
પ્રશ્નોરા તણી શ્રેષ્ટ જ્ઞાતિ ચડતી, સૂરજ તેમાં દિસે;
પ્રીતે મુંબઇમાં વસી નિશદિને, ખ્યાતી વધારી ઘણી;
સુખી છે પ્રભુરામ આ જગતમાં, છે મે'ર વીશ્વેશની. ૧

સુજ્ઞાની પ્રભુરામના તનયની, સૂકીર્તિ જામી બહુ;
પ્રેમે પોપટભાઇને જગતમાં, લોકો વખાણે સહુ;
જ્ઞાતા ને સદગુણમાં પ્રવિણ છો, સારી મતી છે અતી;
વીદ્યા શ્રેષ્ટ વિવેકને વિનય છે, ઓદાર્યતા ને ધૃતી. ૨

શાંન્તી ચીત્ત વિષે અતી સરવદા, સૂબુદ્ધિ અત્યંત છે;
દીસે લાયક કામ શ્રેષ્ટ કરવા, ચીત્તે અતી ખંત છે;
સૂનીતી શ્રણગાર તો તન સજ્યો, સૂધર્મમાં પ્રેમ છે;
દેશીનું કરવા ભલું મનન જો, દીનો પરે રે'મ છે. ૩

વિદ્યાની કરવા વૃદ્ધિ હૃદયમાં, પૂરેપુરો પ્યાર છે;
લાવી પ્રીત સ્વદેશિ બાંધવ પરે, સૂબોધ દેનાર છે;

વીવેકી વદનાર સત્ય મુખથી, ના લેશ ગૂમાનતા;
છે સારા ગુણ અંગમાં અતિશયે, દીસે ન અજ્ઞાનતા. ૪
આનંદી મુખડું દિસે અનુદિને, ને શોક લેશે નથી;
સાદાઇ તનમાં બહૂ નિરખિને, આનંદ વ્યાપે અતી;
ઇર્ષા આળસ છે નહીં મન વિષે, લોભીષ્ટ વીચાર ના;
પ્રીતી છે પરમાર્થમાં નિશદિને, ને દુષ્ટવીકાર ના. ૫
એવા ઊત્તમ ગુણથી સહુ સ્થળે સત્કાર છે આપનો;
પામ્યા છો સરકારથી બહુ રૂડો, ખેતાબ જે. પી. તણો;
છે એવા સદગુણ પૂન્ય પર છે, પ્રીતી તમારી ખરી;
પામું હું નવ પાર વર્ણન કરી, મારી મતી છે જરી. ૬
દ્યો છો આશ્રય ગ્રંથકાર જનને, ઊદારતા છે અતી;
રાખો છો કવિઓ પ્રતી બહુ શ્રધા, રૂડી તમારી મતી;
ખર્ચ્યા છે: બહુ દામ કામ શુભમાં, વીચાર બુરા નથી:
તે માટે વિનતી કરૂં વિનયથી, સુણો ધરીને ધૃતી. ૭
આ ગ્રંથાર્પણ આપને કરી દરૂં, પૂરેપુરા ભાવથી;
અંતઃકર્ણ તણો વિચાર મુજ છે, સૂણો તમે પ્રીતથી;
આણી દીલ રહેમને અરજ આ, હોંશે ઉરે ધારશો;
આ ગ્રંથાર્પણ પત્રિકા હૃદયના, સ્નેહેથિ સ્વીકારશો. ૮

મુંબઇ, તા૦ ૧૦–૬–૦૧

લા૦ આપનો સેવક,
કેશવજી ગોબર ભટ.
સંસ્થાન ભાવનગર તાબે
ત્રાપજ નિવાસી.



# પ્રસ્તાવના.

આધુનીક અવસરમાં આર્ય પ્રજાનો મ્હોટો ભાગ ઉદર નિર્વાહના યત્નમાં પોતાની જીંદગાનો ઘણો ભાગ નિર્ગમન કરી પોતાના તન મનને અગાધ શ્રમમાં ઉતારે છે; અને પોતાના કુટુંબના પોષણ સિવાય કશી પણ ઉન્નતી કરી શકવા તેઓને અવકાશ નથી. માયાળુ બ્રિટીશ સરકારના રાજ્યમાં પ્રજા મંડળ હિત.હિતનો વીચાર કરવા જેવી કેળવણીને પ્રાપ્ત થયા છતાં અને જન સમૂહનું કલ્યાણ કરવાનો રસ્તો જાણવા છતાં પણ, માત્ર સમય સંકોચને લીધે તેઓની આ સર્વ ભાવનાઓ નીષ્ફલ થતી જાય છે. અને માત્ર શેર બાજરીમાંજ સંતુષ્ટ રહી પોતાની જીંદગી પુરી કરે છે. કેળવણીનો વિસ્તાર દીન પ્રતિદીન વધતો હોવા છતાં પણ હજુ પ્રજા જનનો ઘણો ભાગ અજ્ઞાનના અંધકારમાં હાથ પગને પશુની માફક અસહ્ય કષ્ટ આપી મુસીબતીથી પોતાનું પોષણ કરતાં કરતાં આ વિશાળ જગતની માયા છોડી ચાલ્યાં જાય છે, અને પોતાની પાછળની પ્રજાનું જીવતર દુઃખી અને અકારૂં બનાવી દે છે. જેઓ ઉચ્ચ કેળવણી પામીને દેશોન્નતી કરવાની શક્તિઓ પામ્યા છે તેઓ પોતાની પૈસા ટકાની સારી સ્થિતિની મોજમજાહમાંથી અવકાશ મેળવી લોક હિત કરવામાં ઘણી વખત યત્નીન રહે છે. આવા કેળવાયલા મનુષ્યો દુનીયાને ઘણી વખત ઘણી સારી અસર પણ કરે છે, તથાપી તેઓની જીંદગીનો પણ ઘણો મ્હોટો ભાગ પોતાની ઉન્નતીને અર્થે પર સેવામાં અર્પણ કરેલો હોવાથી પોતાને મળતા થોડા અવકાશમાં જોઇએ તેટલા સુધારા વધારા આ સૃષ્ટી સમુદાયમાં વિશેષે કરી શકવાને નિર્બળ રહે છે. જન સુધારણાને અર્થે જેઓનાથી કોઇ પણ રસ્તે યત્ન થઇ શકે અને તે યત્ન તેઓના તરફથી બિલકુલ કરવામાં ન આવે તો તેઓ સ્વદેશોન્નતીના ખાસ પ્રતિબંધકરૂપ છે. અને આવા પ્રતિબંધકોની સંખ્યા તે શ્રીમાન અને અધિકારી વર્ગ છે.

જે શ્રીમાનો પોતાની શક્તિથી નહીં પરંતુ કોઈ પુર્વ સંસ્કારથી ગર્ભ શ્રીમંતાઈને પામી લાચારીથી મૂર્ખ દશામાં આવી પડયા હોય, તેઓને કહેવાને માટે તો કંઇ અવકાશજ છે નહીં. કારણ કે તેઓનું ગ્રહતંત્ર એવા સદ્ગુણી જનોથી ચાલતું હોય છે કે તેમાં સુધારો વધારો કરવાનું કલ્યાણકારી કાર્ય ખરેખર વીનાશને ઉપજાવે છે. કોઇ પણ પૂર્વ કાળના યત્નથી પ્રાપ્ત થયેલી લક્ષ્મિવાળા અને વવ્વા ગગ્ગાના મોટા પુચ્છડાંવાળા અધીકારીઓનાં ઘરને કોઇ પણ રૂપમાં શોભા આપે તો, તેવા કૃપાળુ અધીકારીઓ મૂર્ખ શ્રીમંતોને સુધારણાની પ્રેરણા કરનાર ગુન્હેગારને અવશ્ય શીક્ષા કરી કૃતાર્થ થાય છે, અગર તો તે લક્ષ્મી, પ્રપંચોની પ્રબળ શકિત ધરાવનાર ધાંકડી ટોળીને ખુશી કરીને શ્રીમંત સાહેબની મરજી સાચવી આવા કલ્યાણકારી પુરૂષોનું અવશ્ય અકલ્યાણ કરે છે. આવા ચોખ્ખા ઇન્સાફો, ઉપર દર્શાવેલા વર્ગોના અધિકારી તેમજ શ્રીમંત વર્ગની અવકૃપાથીજ માત્ર થાય છે; અને એ અવકૃપા ઉત્પન્ન થવાનું કારણ સ્વદેશ હીતેચ્છુની પારમાર્થિક વૃત્તિ છે. આવી બાબતો ઉપર લક્ષપૂર્વક લખવા જતાં એકાદ પુસ્તકનું કદ થઈ જવાની ભીતિ છે તેથી તે વિષય ખાસ પુસ્તકરૂપે પ્રગટ કરવા મારો વિચાર છે અને પ્રભુ કૃપાથી તેમ બનશેજ. જે શ્રીમંત અને અધિકારી વર્ગ પોતાની જાતનીજ શકતીથી પરમ પદ પામી લોક હિત કરી શકવા જેવડા થયા છે. તેઓના તરફથી ગ્રંથકારો અને ઉપદેશકોને ઉત્તેજન મળવું ખરેખર આવશ્યક છે પરંતુ અમો દીલગીર છીએ કે તેવા સદ્ગુણી પુરૂષોએ પોતાનો ભૂતકાળ ઘણું કરીને દારીદ્રતાઇમાં ગુજારેલો હોવાથી ધન સંચય સિવાય તેઓનું અન્ય અવલંબન કવચીતજ હોય છે.

જેઓ ગ્રંથ પ્રસિદ્ધ કરીને કે ઉપદેશ આપીને પ્રજાની સેવા કરી શકવા જેવું કાંઇક સામર્થ્ય ભોગવે છે, તેઓને પોતાની આજીવિકાને માટે કાંઇ પણ સાધન ન હોવાથી માત્ર પર સેવામાં કાળ ગુજારી છેક અપ્રસિદ્ધતામાં દટાયલા રહે છે. હું પણ તેમાંનો એક છું. હું વિદ્વાન કે કવી નથી, તેમજ તેવું આડંબર ધારણ

કરવા માટેનો પણ મ્હારો આ યત્ન નથી. પરંતુ મારાથી બની શકે તેટલા યત્નથી પ્રજામાં સદભાવના ઉત્પન્ન કરવાના પ્રાધાન્ય હેતુ, બીજા યશ અપયશની દરકાર રાખ્યા સિવાયનો મ્હારો આ છેક પ્રથમ પ્રયાસ છે. હું માત્ર સાધારણ કેળવણીને પણ નહી પામેલો એવો અજ્ઞાન મનુષ્ય છું. પરંતુ સ્વદેશાભિમાન ના કોઇ પણ પ્રબળ અંકુરથી મ્હારી ચિત્ત વૃતી ગ્રંથ રચના તરફ દોરવાઇ અને આજે એ યત્ન મને સફળ થયો ભાસ્યો પદ્ય ના તરફ મ્હારૂં બાલ્ય કાળથી વિશેષ વલણ હોવાથી તેમજ કાવ્ય થી જનમનમાં ઉત્તમ અસર ઉત્પન થવાની ખાસ વકાથીજ આ ગ્રંથની યોજના મ્હે કરી છે આ પુસ્તકમાં મ્હારાથી વિદ્વાન પુરૂષોની માફક પ્રોઢ ભાષાકે એવા કોઇ ગંભીર રસ ઉત્પન થઇ શક્યો નથી પરંતુ મ્હારાથી બનતાં પ્રયાસે તેમા નીતિના નમુના ઓ સાદી અને સરળ ભાષામાં યોજવાનો યન્ત મ્હે કર્યો છે મ્હને ભરોસો છે કે દિવસના માત્ર થોડાજ કલાક શાંત ચિત્તે મ્હારા થી આ પ્રયાસ થયો હોત તો હું આ ગ્રંથની રચના બહુધા પ્રકારે વિશેષ સારી સુઘડ અને લોક પ્રીય કરી શકત પરંતુ પેટ ભરવાની વિટંબનામાં મ્હારૂં પુસ્તક જોઇએ તેવી સ્થિતિમાં આવ્યું નથી. છતાં પણ ઉદાર ગ્રહસ્થો તરફથી પોત પોતાની સ્વશિક્ત અનુ સાર મને સહાયતા મળશે તો આગળ ઉપર મ્હારા યત્નમાં વિજય મંત થવાનો લક્ષ પુર્વક યત્ન કરવાનો મ્હારાથી બની આવશે પ્રભુ તેવો અવસર અવસ્ય આપો તથાસ્તુ.

આ પુસ્તકના સંબંધમાં મ્હારા મીત્ર રા. રા. ગણેશ નારાયણ જોશી "વીજય" પ્રિન્ટીંગ પ્રેસના મેનેજર તથા જોશી એચરલાલ હરખજી અને ભટ મણીશંકર વજેરામે જે કીમતી સલાહની મદદ આપી છે તેને માટે અંતઃકરણથી તેમનો આભાર માનું છું.

પરતંત્રતા અને બીજી કેટલીક વીટંબનાઓથી પ્રુફ વાંચવા નું મારાથી બની ન શકવાને લીધે તે સંબંધી મારે બીજા ઉપર આધાર રાખવો પડયો હતો. એથી રહેલા દોષ સુજ્ઞ વાંચનારાઓ દરગુજર કરશે એવી આશા છે. ગ્રંથકર્ત્તા.

# પુષ્પાંજલી.

## ગજલ.

જગતનું સુખ જાણો ને,
સ્વપન તુલ્યે પિછાણો ને;
પિછાણીને વિચારોને,
હૃદયમાંહી ઉતારો ને. ૧
નથી સાચું નથી ખોટું,
ગણો સાચું ગણો ખોટું;
ભુલીને તું ન ભૂલી જા,
અભીમાની ન ફૂલી જા. ૨
જગત માયા વિફળ જાણી,
જુઠી જાણો ખરી માની;
નહીં મોહીત તેમાં થા,
ભલે થા તો વિચારી થા. ૩
સમજશો તો ગણો દુખો,
નહીં સમજે ગણો સુખો;
સુખો તે જાણજ્યો દુખો,
દુખો તે સુખ સમ લેખો. ૪
જવાનું છે ન રેવાનું,
રહેવાનું ન જાવાનું;
કરો શુભ કામ તો રે'શે,
નહીં તે તો કદી જાશે. ૫
જશે તે તો નહીં આવે,
કદી આવે નહીં ફાવે;
કદી ફાવે ફિટી જાયે,
હતું નોતું થઇ જાયે. ૬

હૃદયમાં થાય વીકારો,
વિકારોને તમે વારો;
વિકારો વારશો યારો,
જણાશે માર્ગ તો સારો. ૭
સમય જે જાય છે ચાલ્યો,
નહીં આવે કદી પાછો;
નહીં પાછો મળે લ્હાવો,
જનમ આવો નહીં પામો. ૮
ઉગેથી અસ્ત થાયે છે,
થયેથી અસ્ત જાગે છે;
જવાથી શ્રેષ્ટતા પામો,
સદા સૂકામ વીરામો. ૯
ધરો અભિમાન ના દોસ,
ધરો અભિમાન તો ચીત;
ધરો અભિમાન રીતીનું,
સ્વદેશીની ઉન્નતીનું. ૧૦
જવાની જીંદગી જાણો,
નહીં જાશે ઉરે આણો;
કરો પરમાર્થ એ સાચું,
મળે એથી ન જાવાનું. ૧૧

# काव्य रत्नाकर.



## भाग १ लो.



## मंगळा चरण.

### गणपती प्रार्थना.

#### शार्दुळ विक्रिडित वृत्त.

ગુણાધીશ ગણેશ તું ધરિ દયા સારી મતી દે મને;
વીઘ્નો નાશક સુત શંકર તણા, સાષ્ટાંગ વંદુ તને;
શ્રી લંબોદરને ગજાનન ગુણી, શ્રી ભાલચંદ્રો પતી:
હો સુમૂખ કપીલ વક્રતુંડ, આનંદ દાતા અતી. ૧
શાંન્તી દાયક સર્વદા ગણપતી, હોહસ્ત જોડી તને;
વંદુ આ શુભ કામમાં પ્રથમ હું. સાહ્યે કરોને મને:
આપીને યશ રૂદ્ધ સુદ્ધ પતિ તું, દારીદ્રને કાપજે:
વારંવાર નમું ગણાધિપ તને. રૂડી મતી આપજે. ૨

## ईश्वर स्तुती.

### ખમાચ મીશ્ર કાફી જીલો.

પદ.

જગદીશ લે આ વિનતી સ્વિકારી,
વીનતી સ્વિકારી લે પ્રીતીથી કેર ધારી.–જગદીશ० ૧

વીશ્વપતી ગતી ગહન તારી,
અદ્‌ભૂત કર્તો તુજ અતી સુખકારી.—જગદીશ૦ ૨
અખિલ નીરંજન વિભુ ભય ભંજન,
કષ્ટ નીકંદન કર અસુરારી.—જગદીશ૦ ૩
જય જગત્રાતા જય જગધાતા,
કરૂણા કરી કર તું શ્રી મુરારી.—જગદીશ૦ ૪
શક્તિ અગાધ અગોચર તારી,
વર્ણન કેમ કરૂં મતિ તુચ્છ મારી.—જગદીશ૦ ૫
જય અનાથંતાં વિશ્વનીયંતા,
પ્રભૂ બળવંતા હર વ્યાધી અમારી.—જગદીશ૦ ૬
જગત ઉત્પાદક આનંદ દાયક,
કષ્ટ વીનાશક પ્રભૂ અઘહારી.—જગદીશ૦ ૭
શેવક કેશવ જોડી ઊભય કર,
વંદન કરી માગે કરૂણા તમારી.—જગદીશ૦ ૮

## રાગ—કલ્યાણ.

### પદ (ગતાગત.)

વીભુ તારક તું કરતા ભુવી
દાસ ઉભ ટેર રટે ભજી સદા
ધા સુ દે દે સુધી—વીભુ. ૯
શીર તું નમવા શેવા મન તું વશી
યાદ રહેમ સે મહેર દયા
રીપૂ સંહારક નમન નમન
નમન નમન કર આશ પુરી—વીભુ. ૧૦

## રાગ બીરહ બારમાશી.

હમકું છાંડ ચલે બન માધુ રાધા સોચ કરે મનમેરે—એ રાગ.
સાય કરો જગદીશ્વર પ્યારા અરજ કરૂં હું પ્રેમ ધરીરે—ટેક

અકળ કળા અવની પતી તારી ગહન ગતી જગતાતં અતીરે,
વરણન કેમ કરૂં રસનાથી પામર સેવક મંદ મતીરે.—સાય૦ ૧૧
સૃષ્ટિ તણા સૃજનાર દયાળૂ સુખદાયક છો વીશ્વપતીરે,
અનુપમ લીલા અતીશય તારી અખિલ સ્થળે અતી રમ્ય કૃતીરે.૧૨
વીશ્વનીયંતા જય અવિનાશી અખીલ નિવાસી રહેમ કરીરે,
સંકટ છેદન કર વીશ્વંભર નમ્ર અરજ આ શેર ધરીરે.—સાય.૧૩
શકિત અગાધ અગોચર તારી વર્ણન કેમ શકું હું કરીરે,
વ્યાપી રયો પરીબ્રહ્મ નીરંતર તું સચરાચર માંહી હરીરે.—સાય.૧૪
શુદ્ધ મતી અતી આપ કૃપાળુ કાપ કુમતી અભીમાન અરીરે,
કેશવ ઠાકર જેઠી વદે છે પ્રથમ આ ગ્રંથ પ્રારંભ કરીરે.—સાય. ૧૫

દોહરા.

વિશ્વપતી કરૂણા નિધી, સદા સુખ દાતાર;
ભય સંકટ હરતા પ્રભુ, સૃષ્ટિ તણા આધાર. ૧૬
ગતિ અગમ્ય અદભુત કૃતી, શકિત પ્રબળ તુજ સાર;
અખિલ નીરંજન નાથ તું, સર્વ વ્યાધિ હરનાર. ૧૭
શાંન્ત દાયક સર્વદા, સંહારક પરિતાપ;
દયા સીંધુ વિશ્વેશ્વરા, તુજ ગુણ અનુપ અમાપ. ૧૮
ઉત્પાદક બ્રહ્માંડ તું, લય પણ તું કરનાર;
અનહદ લીલા તાહરી, ગણતાં નાવે પાર. ૧૯
ભુપતિને પળ વારમાં, બનાવનાર તું રંક;
પળમાં રંક મનુષ્યને, ભુપતી કરે નીશંક. ૨૦
તરણાં નો મેરૂ કરે, મેરૂ તરણ સમાન;
જળ ઠેકાણે થળ કરે, થળ ત્યાં જળ નિરવાણ. ૨૧
અલ્પવારમાં મુંઢને, કવીત્વ શકિત દેનાર;
મૂરખને ક્ષણમાં પ્રભૂ, પંડિત તું કરનાર. ૨૨
અનહદ ચતુરાઇ તણાં, જગમાં છે તુજ કામ;
અખિલ વીશ્વમાં તુજવિના, નવ ખાલી કો ઠામ. ૨૩

મહિમા અનુપમ તાહરો, વર્ણન કેમ કરાય;
અલ્પમતી હું રંક છું, કરો સાહ્ય જગરાય. ૨૪
દયા કરી મમ દુર્મતી, હણો દાન દયાળ;
શુદ્ધ મતી પ્રેરો સદા, કાપો કષ્ટ કરાળ. ૨૫
હું છું પાપી પ્રાણિઓ, કીધાં નીષ્ઠુર કામ;
ક્ષમા કરો મમ વાંકને, વીશ્વ તણા વીશ્રામ. ૨૬
વિમળ વાણિ મમ કર પ્રભૂ, રચું ગ્રંથ ધરી પ્યાર,
હોય કૃપા જો તાહરી, થાય સફળ વીચાર. ૨૭

## લાવણી.

હે વિશ્વ તણા આધાર, અખિલ સ્થળ વાસી;
તુજ અગાધ શકિત દિસે, અનૂપમ ખાસી. ૨૮
તુજ મહિમા નો નહીં પાર, જાઉં બલિ હારી;
કરવા તુજ ગુણ વર્ણન. શકિત નથિ મારી. ૨૯
તેં અનહદ ખેલ અનૂપ, જગતમાં કીધા;
પશુ પક્ષી જનને કાજ, અતી સુખ દીધાં. ૩૦
હે ઇશ કૃપાઘન નાથ, ગહન ગતિ તારી;
તું જગત્રાતા બળવાન, અતી સુખ કારી. ૩૧
હે જગદીશ્વર ધરી પ્યાર અરીષ્ટ નિવારો;
કરગરિ રસનાથી વદુ હું દાશ તમારો. ૩૨
કવિતા રચવાનો કોડ થયો મન મારે;
ઇચ્છા કરવા પરી પૂર્ણ ચડો મુજ વારે. ૩૩
સદબૂદ્ધિ પ્રેર જગતાત કુબૂદ્ધી નિવારી;
કેશવ કર જોડી કહે આપ મતિ સારી. ૩૪

## પદ.

આનંદ કંદતુ ઇશ અબી નંદન—એ રાગ.
અખિલ નીરંજન વિભુ ભય ભંજન,
કષ્ટ નીકંદન કર કરૂં વંદન—અખિલ૦ ૩૫

વિઘ્ન સંહરતા સદા સુખ કરતા,
પ્રભુ ભગવંતા વિશ્વ નિયંતા.—અખિલ૦ ૩૬
જય જગત્રાતા જય જગભ્રાતા,
સદ બુદ્ધી સદ ગુણ સુખ દાતા.—અખિલ૦ ૩૭
શુભ જ્ઞાન દાયક ત્રિભુવન પાળક,
અઘ તાપ ટાળક કષ્ટ સંહારક.—અખિલ૦ ૩૮
પ્રેર તુ સન્મતી કર કરૂણા અતી,
નિશદીન દે મતી જય જગના પતી.—અખિલ૦ ૩૯
ચમત કૃતી ભારી અતી ખુશ કારી,
અકળ કળા શ્રી મુરારી તમારી.—અખિલ૦ ૪૦
બુદ્ધી આપો સારી વિનતી સ્વિકારી,
પૂર્ણ કરો પ્રભુજી આશ મારી.—અખિલ૦ ૪૧
કેશવ પ્રેમ ધરી શિશ નામે,
સાહ્ય કરો તમે આ શુભ કામે.—અખિલ૦ ૪૨

## ઉપેંદ્રવજા છંદ.

પરાત્પરા ઇશ્વર પ્રાણ દાતા,
અગાધ શક્તી તુજ વિશ્વ ત્રાતા;
વિભુ તમે સંકટ શોક કાપો,
પ્રિતેં અહોનીશ સુશાન્તિ આપો. ૪૩
લિલા દિસે છે શુભ સર્વ ઠામે,
ગતી તણો કો નવ પાર પામે;
કૃપા નિધી કાપિ સદાય તાપો,
પ્રિતેં અહોનીશ શુશાંન્તિ આપો. ૪૪
કૃપા હશે તાહરિ સુખ થાશે,
કૃપા થકી ક્લેશ સદૈવ જાશે;
કૃપા થકી પુરણ પ્રેમ સ્થાપો,
પ્રિતે અહોનીશ સુશાન્તિ આપો. ૪૫

અતૂલ શકિત સહુ ઠામ ભારી,
સુકીર્તિ વિશ્વાધિ પતી તમારી;
હરો તમે કેશવ 'કે' બળાપો,
પ્રિતેં અહોનીશ સુશાન્તિ આપો. ४६

## માલિની છંદ.

જય જય જગત્રાતા, હે વિભુ સૂખ દાતા,
અતિશય કરૂણાળુ, સર્વના તાત માતા; ४७
અજર અમર પ્યારા, છો વિભુ નીર્વિકારી,
ગુણમય તુજ કૃત્યો, છે અતી સૂખકારી. ४८
જય જય અસુરારી, દુઃખ હારી મુરારી,
અદભુત ખુબિ સારી, વીશ્વ વીધિ તમારી; ४९
અતળિબળ દયાળુ, સર્વ સંકટ કાપો,
કરિ અતિ કરૂણાને, સૂખ અત્યંત આપો. ૫૦
હરિ વિભુ સહુ શોકો, દ્રષ્ટિ રાખો સદાયે,
પ્રભુ તુજ કરૂણાથી, દુર્મતી દૂર થાયે; ૫१
વિભુ અખિલ નિવાસી, વીશ્વ માંહે વિલાસી,
અનહદ ચતુરાઇ, છે અતીશેં ઉજાશી. ૫२
જય સદગુણ ગામી, ઇશ તું સુખ ધામી,
જય જય જગ સ્વામી, છે નહીં કાંઈ ખામી; ૫३
સરવ જગત વ્યાપી, પાપિ કેરા અરીરે,
સુણ મમ દિનવાણી, પ્રીત ચીત્તે ધરીરે. ૫४
હર અતિ કરૂણાથી, હોય જે જે વિલાપો,
કર અતિ કરૂણાને, પાપની માફિ આપો; ૫૫
કરગરિ ઇશ તારો, પ્યાર માગી લહુંરે,
હર વિકટ દુખો તો, સુખ માંહે રહુંરે. ૫६
સરવ મમ અભીષ્ટા, પુર્ણ વીભૂ કરોને,
જગપતિ પ્રભુ પ્યારા, સર્વ રોગો હરોને; ૫७

સદમતિ વિભુ આપો, કામ સારાં કરૂં રે,
તજી અવગુણ મારા, ધ્યાન તારૂં ધરૂં રે. ૫૮

**તોટક છંદ.**

જગદીશ્વર તારી અગાધ કળા,
તુજ કૃત્ય સુખોમય છે સઘળાં;
ગતિ તારી તણો નવ પાર લહે,
ગણતાં ગણતાં સહુ થાકિ રહે. ૫૯
અકળીત કળા જગમાં પસરી,
વિભુ તુજ લિલા સઘળે જ ઠરી;
અદભૂત ખુબી પ્રભુ તુજ તણી,
નવ પાર મળે અગણીત બની. ૬૦
નભમાં અતિ સુંદર ખેલ કર્યા,
શશિ સૂરજ સુંદર તેજ ધર્યા;
રચની તળ સુંદર તારિ કળા,
રહુ થાકિ ગુણો ગણતાં સઘળા. ૬૧
બહુ સાગર નીર અખૂટ ભર્યું,
ભરતી રચના શુ વખાણ કરૂં;
જળમાં મચ્છ આદિ જીવો ફરતા,
જગદીશ્વર તું સઘળું કરતા. ૬૨
નદિ પાડ અનુંપમ ખામી નહીં,
અતિ રમ્ય તરૂ વસુધાનિ મહીં;
પશુ પક્ષિ અને જનના ભરતા,
સુખ દાયક પ્રભુ દુખો હરતા. ૬૩
જગપાલક નાથ દયાળુ તમે,
કરૂણા કરતો સહુ શોક સમે;
અતિ પ્યાર ધરી પરમેશ્વર તું,
સુખ આપ સદા દુખને હરતું. ૬૪

કરૂણા નિધિરે પ્રભુ પ્રાણ પતી,
શું વખાણ કરૂં મમ તુચ્છ મતી;
કર જ્ઞાન પ્રકાશ તુ પ્રીત ધરી,
સદગુણિ કરો અવગૂણ હરી. ૬૫
નિશિ વાસર ઇશ તુને સમરૂં,
રસનાથિ કદી પણ ના વિસરૂં;
વસુધા પતિ તૂજ પ્રભાવ વડે,
ન ઉપાધિ જરા પણ કેદિ નડે. ૬૬
દિનદાસ ગણી મુજ દુઃખ હરો,
પરમેશ્વર સૂખ હમેશ કરો:
કવિતા સવિતા તુ કૃપાથિ કરૂં,
અનુદીન વિભુ તુજને સમરૂં. ૬૭
સમરૂં ધરણી ધર સુખ કરો,
દિન સેવકનાં અઘ માફ કરો;
કરૂણા નિધિ તું કરૂણા કરજે,
મુજ ઉપર રેમ સદા ધરજે. ૬૮
તુજ પ્યાર થકી સુખ ચેન મળે,
ભય શોક સદા દુખકારી ટળે:
કરિ પૂર્ણ કૃપા વિભુ સાહ્ય કરો,
મમ પાપ અને પરિતાપ હરો, ૬૯
નિશદીન કરૂં તુજ વંદન હું,
વિભુ તારિ કૃપા વિન દુઃખ બહુ;
પ્રભુ પૂર્ણ મહેર તમારિ હશે:
મમ આશ સદા પરિપુર્ણ થશે. ૭૦
અગણીત ગુણો પ્રભુ તૂજ તણા,
ગણતાં મુખથી નવ જાય ગણ્યા;
ભટ કેશવ 'કે' દુશ બુદ્ધિ હરો,
જગનાથ મતી અતિ શુદ્ધ કરો. ૭૧

## ઠુમરી.

### સરદ રૈન ઝુક રહી બનમેં.—એ રાગ.

જગત પાળક હે દુખ ટાળક, પ્રીય પ્રભુ પ્રાણ પતીરે—ટેક
દુશ બુદ્ધિ હર નિશિ વાસર તું, આપ સદા સુમતીરે
ગુણ સાગર સુખ સંપતી દાતા, ઇશ પ્રખ્યાત અતીરે.—જગત.૭૨

શકિત તમારિ અગાધ અગોચર, છે વિભુ અકળ ગતીરે
પરી બ્રહ્મ તું પૂર્ણ પ્રકાશિત, છે શુભ અમત કૃતીરે.—જગત. ૭૩
કામદ ઇશ કૃપાઘન પ્યારા, ચિદઘન વિશ્વપતીરે
દિનમણિ ને નિશમણિ સરજ્યા તેં, જેનું તેજ અતીરે.—જગત. ૭૪
વિશ્વનીયંતા તું કરૂણાબ્ધિ, હર સઘળી વિપતીરે
કેશવજી કર જોડી વદે ઇશ આપ તું સુખ અતીરે.—જગત. ૭૫

### માતાજી મને મેર કરી રજા આપોરે—એ રાહ.

પ્યારા પ્રભુજી પ્યાર ધરી દાદ સુણોરે—ટેક,
હે ઇશ્વર સહુ સુખ કાપોરે, અત્યંત સુખો પ્રભુ આપોરે;
હે ઇશ તું અંતરયામી નહી તારિ કળામાં ખામી,
વંદન કરૂં હું શિશ નામી, સ્વામી સુખ કરોરે—પ્યારા. ૭૬

હે દેવ અકળ ગતિ તારીરે, છે અલ્પમતી વિભુ મારીરે,
હે ઇશ તમે જગત્રાતા, સહુ પ્રાણિ તણા પિતૃ માતા:
સદગુણ સુખ સંપત્તી દાતા, ધ્યાતા પાયે પડુંરે—પ્યારા. ૭૭

હે દેવ કૃપાઘન પ્યારારે, સઘળા ગુણ તારા સારારે.
તુજ કીર્તિ અનુપમ ભારી, નહીં વદવા બુદ્ધિ મારી;
હું તે ઊપર બાલહારી, તારી શકતી ઘણીરે—પ્યારા. ૭૮

તુજ લિલા અનુપમ દીસેરે, અદભુત ખુબી જગ વીષેરે,
વંદન પ્રભુજી હું તારૂં કરૂં શીશ નમાવી મારૂં;
તુજ ગુણ વિભુ હું વીચારૂં, મારૂં ચીત્ત ધરીરે—પ્યારા. ૭૯

હે વિભુ હું દાશ તમારો રે, સઘળાં સંકટ નિવારો રે,
છે શકિત અગોચર તારી, શુભ તારી કૃતી સુખકારી,
બુદ્ધી આપો વિભુ સારી, મારી અર્જ સુણીરે—પ્યારા. ૮૦
હે વીશ્વપતી ગુણનીધીરે, તું આપ અહોનિશ શીદ્ધીરે,
તું અખિલ જગતમાં વ્યાપી, તુજ કૃત્ય શકું નવ માપી;
સુખ આપો દુખને કાપી, પાપી હું તો છઉંરે—પ્યારા. ૮૧
હે ઇશ્વર કરૂણા ધારો રે, મુજ સર્વે દુખ નીવારો રે,
સુખ શાંન્તી કરો દિન જાણી, હે ઇશ્વર સદગુણ ખાણી;
કેશવ કે વિભુ દિન વાણી, આણી પ્રેમ અતી રે.—પ્યારા. ૮૨

## ગીતી.

જગત્રાતા સુખ દાતા, ભ્રાતા માતા તમે પિતૃ પ્યારા,
વીશ્વનિયંતા પ્યારા, કરૂણા કરિ દો વિચાર બહુ સારા; ૮૩

## મહીદીપ છંદની ચાલ.

વિશ્વનાથ વીશ્વનાથ વીશ્વનાથ ત્રાતા,
ગહન ગતી તાહરી દયાળુ હે વિધાતા.—વીશ્વનાથ. ૮૪
શકિત છે અગાધ ને કૃતી અનુપ ભારી,
કૃપાબ્ધી નાથ શાંન્તિકાર સર્વ વીઘ્ન હારી.—વીશ્વનાથ. ૮૫
સૃષ્ટિમાં અપાર રમ્ય તેં લિલા પસારી,
નયનથી નિહાળી થાય હૃદય હર્ષ ભારી.—વીશ્વનાથ. ૮૬
કષ્ટ હરણ સૂખ કરણ અખિલ સ્થળ નિવાસી,
સૂખ સીંધુ દીનબંધુ જય જય અવિનાશી.—વીશ્વનાથ૦ ૮૭
છે ચમત્કૃતી અતૂલ વીશ્વનાથ તારી,
અજર અમર જગતપતી તું અરીષ્ટ હારી.—વીશ્વનાથ. ૮૮
જગન્નીવાસ અનીર્વાચ્ય છે ગુણો તમારા,
અજય વસૂધેશ વીશ્વપાળ પ્રભુ પ્યારા.—વીશ્વનાથ. ૮૯
કાપીને અપાય સાહ્ય થાતું શ્રી મુરારી,
વીનયથી હું વિનતિ કરૂં હે પ્રભુ શિવકારી.—વીશ્વનાથ. ૯૦

કાપતું કરાળ વ્હેમ ઝાળ કૃપા આણી,
મોહપાશ ટાળ પ્રભુ રંકદાસ જાણી.—વીશ્વનાથ. ૯૧

છે અનંત ગુણ હું શું અલ્પધી વખાણું,
તારિ કૃપા વીન પ્રભુ સર્વ વૃથા જાણું.—વીશ્વનાથ. ૯૨

પૂર્ણ અભીલાશ કરો વિનતિ આ સુણીને,
દુઃખ કાપિ સુખ આપ ભરતખંડ વાસિને.—વીશ્વનાથ ૯૩

જ્ઞાનના નિધાન જ્ઞાન આપ હિંદ વાસિને,
સર્વદા સુશાન્તિ આપ ક્લેશ સર્વ કાપિને.—વીશ્વનાથ.૯૪

ભરત ખંડવાશિની કુબુદ્ધી સૌ નીવારી,
આપ મતી સારિ કૃપાળુ કૃપા વધારી.--વીશ્વનાથ. ૯૫

કાપિને કુસંપ તું સુસંપ આપ પ્યારા,
દુષ્ટચાલ ને વિદારી કર વૃધી સુધારા.—વીશ્વનાથ. ૯૬

અરજ આ ગરીબ દાસની પ્રભુ સ્વિકારો,
વિકટ દુખમાંથિ હીંદવાસિને ઉગારો.—વીશ્વનાથ. ૯૭

## દુમીલા છંદ.

સુખના સરદાર સદા સુખ આપ કરી કરૂણા મુજ દુખ હરો,
મમ પાપ તણો કરિ નાશ અને સુખશાન્તિ દયાળુ સદાય કરો;
તુજ શકિત અગાધ અગોચર છે મમ મૂખ થકી નવ જાય કહી,
જગમાં રચના સુ અપાર દિસે ખુબ સુંદર શોભિત ખામિ નહીં.૯૮

સહુ પ્રાણિ તણા સૃજનાર વિભૂ શશિ સુરજને વળિ વાયુ કર્યાં.
જળ ઝાડ અને સુ પહાડ કરી સહુ પ્રાણિ તણા સુખમાટ ધર્યા;
સદબૂદ્ધિ કરો દુરબૂદ્ધિ હરો જગપાળક સુખ સહાય કરો,
દિનશેવકની સુણિ દાદ અને ઉરમાં સુખદાયક રૈમ ધરો. ૯૯

## સવૈયા એકત્રીશા.

જય જય જય સદગુણ સુખદાયક, જય વિભુ કષ્ટ હરણ કરનાર,
જય જય શોક નિવારણ સ્વામી, છો સર્વ વ્યાધી હરનાર;

અખિલ નિવાસી વિશ્વ વિલાસી, હે વિભુ તુજ સદ્દગુણ અમાપ,
જય જય વિશ્વપતી પ્રભુ પ્યારા, દયા કરી નિશદિન સુખ આપ.૧૦૦

પ્રાણપતી તું પુર્ણ પ્રકાશિત, પરમ શકિત વસુધા ના રાય,
સુખમય સાગર છો તું ઇશ્વર, છે પ્રભુ તુજ અવિચળ મહિમાય;
હોય કૃપા જો જગપતિ તારી, અળગા થાયે સઘળા તાપ,
જય જય વિશ્વપતી પ્રભુ પ્યારા, દયા કરી નિશદિન સુખ આપ.૧૦૧

અકળ કળા તુજ અગાધ શકતી, પસરી વિશ્વ વિષે સુખકાર,
ગુણ તારાનું વર્ણન કરતાં, કોઇ દિવસ નવ આવે પાર;
બુદ્ધિ નિધાન પ્રભૂ બળવંતા, હરજો વીશ્વપતી સંતાપ,
જય જય વિશ્વપતી પ્રભુ પ્યારા, દયા કરી નિશદિન સુખ આપ.૧૦૨

અનહદ આપ તણી ચતુરાઇ, ઇલાપતી ઇશ્વર પ્રખ્યાત,
તુજ આધારે રહી મેદની, કોપ થકી થાયે ઉતપાત;
સદબુદ્ધી સદગુણ સુખદાયક, પ્રેમ ધરી હરજો પરિતાપ,
જય જય વિશ્વપતી પ્રભુ પ્યારા, દયા કરી નિશદિન સુખ આપ.૧૦૩

સરવા ધારા હે પ્રભુ પ્યારા, અનુદિન રક્ષણ તું કરનાર,
જગ પાળક તું છે દુખ ટાળક, જ્ઞાન સુનીતી ના ધરનાર;
ટાળ ઉપાધી પ્રેમ ધરીને, ત્રાસન સંકટ ને તું કાપ,
જય જય વિશ્વપતી પ્રભુ પ્યારા, દયા કરી નિશદિન સુખ આપ.૧૦૪

ચાલે તુજ નીયમ અનુસરિને, તે જન પર તુજ પુરણ મેર,
જે જન તુજ નીયમ નવ પાળે, તે જન પર વરસાવે કેર;
નીશ્ચલ નીર વિકારિ નરોત્તમ, સુંદર અનુપમ કામ અમાપ,
જય જય વિશ્વપતી પ્રભુ પ્યારા, દયા કરી નિશદિન સુખ આપ.૧૦૫

પુર્ણ કૃપા જો હોય તમારી. તો પૂરી થાયે મન આશ,
પુર્ણ કૃપા પ્રભુ હોય તમારી, તો સુખ શાંન્તી તણોજ નિવાસ;
માટે ઇશ્વર પ્રેમ ધરીને, અહોનીશ કાપી સંતાપ,
જય જય વિશ્વપતી પ્રભુ પ્યારા, દયા કરી નિશદિન સુખ આપ.૧૦૬

## મનહર.

વિશ્વપતી વીશ્વ હારી, ગહન ગતી તમારી,
વર્ણવતાં જાઉં હારી, મતી તુચ્છ મારી છે;
લિલા અનુપમ તારી, આનંદ વધારનારી,
કૃતી અદ્દભુત સારી, વીશ્વમાં વીસ્તારી છે.
જગદીશ અઘહારી, શક્તિ છે પ્રબળ ભારી,
વદું શું મુખેં ઊચ્ચારી, કૃત્ય સુખકારી છે;
કેશવ કહે મુરારી, કર મતી શુદ્ધ મારી,
રચું ગ્રંથ પ્રીતી લાવી, હામ ઊર ધારી છે. ૧૦૭

## ગરબી.

ગીરધારીરે વાત કહું છું વીચારો, મુને મોહન આંખ ન મારો-રાગ.
પરમેશ્વરરે પ્રીત ધરી કરગરીએ, તુજ ભક્તિ વિનયથી કરીયે,
મન અંદરરે ગર્વ કદી નવ ધરીયે, શુભ કૃત્ય સદા આદરીયેં.

## ઝુલ.

છો પ્રભુજી અંતરયામી રે, તુજ કૃત્ય વિશે નહીં ખામીરે,
જગનીયંતા બહુ નામીરે, જગજીવનરે તુજ કરૂણાથી ઠરીએં,
તુજ ભક્તિ વિનયથી૦ ૧૦૮

જગત્રાતારે કષ્ટ સહુ હરનારા, અનુદિન અતી સુખ કરનારા,
બળવંતારે વીશ્વપતી પ્રભુ પ્યારા, પ્રીતી ધરી અરજ સુણનારા.

## ઝુલ.

છે શક્તિ અનુપમ તારીરે, તુજ લિલા અતી ખુશ કારીરે,
છે ગતી ગહન શ્રિમુરારી રે, અવીનાશીરે અરજ અમે ઊચરીએ.
તુજ ભક્તિ વિનયથી કરીએં. ૧૦૯

નારાયણરે નીશ્ચળ નીરવીકારી, કૃતી અદ્દભુત અનુપમભારી,
વરણવતારે જાય મતી સહુહારી, વદીયેં ઊર પ્રેમ વધારી.

**ઝુલ.**

તુજ વંદન હોંશ ધરીનેરે, કરીએ દીલ શુદ્ધ કરીનેરે,
રહી પાપથી દૂર ડરીનેરે, પ્રભુ તારૂં રે નામ કદી ન વીસરીએ.
તુજ ભક્તિ વિનયથી કરીએં. ૧૧૦
અઘહરતારે અખીલ વીશ્વમાં વ્યાપી તુજ કીરતી ન શકીયે માપી
સુખ આપોરે સદગુણ ઉર અમ સ્થાપી અવગુણ સઘળાને કાપી.

**ઝુલ.**

ધરો ધ્યાન હૃદય બહુ સારૂં રે, લહીએં મૂખ નામ તમારૂં રે,
કરો અંતર શુદ્ધ અમારૂં રે, કેશવ કે'રે ભવસાગર તો તરીયેં.
તુજ ભક્તિ વિનયથી કરીયેં. ૧૧૧

## દેશની ચડતી કરવા વિશે.

## ઇશ્વર સ્તુતી.

### હરીગીત છંદ.

હે વિશ્વના આધાર ઇશ્વર રૌરવ દુખ હરનાર તું,
સન્મતિ અને સદગુણ દાયક, સૃષ્ટિ સરજન હાર તું;
પરિપૂરણ કરૂણા ઉર ધરી, પ્રભુ બીક હર સંતાપની,
વિશ્વેશ્વરા હરી વીઘ્ન ને ચડતી કરો આ દેશની. ૧૧૨
તુજ શક્તિ અનહદ સર્વ સ્થળ પસરી રહી જગના પતી;
હે ઇશ કરૂણા સીંધુ સુખમય અતિ અકળ તારી ગતી;
જગદીશ ખૂબ કૃપા કરી કર દ્રષ્ટી નિશદિન પ્રેમની,
વિશ્વેશ્વરા હરી વીઘ્ન ને ચડતી કરો આ દેશની. ૧૧૩
સદબુદ્ધિ દાયક કુમતિ ટાળક વીશ્વપાળ પરાત્પરા,
પરી બ્રહ્મ તુજ અનુપમ કૃતી નવ પાર પામે કો જરા;
સુખ સીંધુ દિન બંધુ દયા કર તું દયાસાગર ધણી,
વિશ્વેશ્વરા હરી વીઘ્ન ને ચડતી કરો આ દેશની. ૧૧૪

સુંદર લિલા તુજ નિરખતાં આશ્ચર્ય પામું હું અતી,
વર્ણન કરં શું જીભથી પ્રભુ અલ્પ છે મારી મતી;
અનુગ્રહ કરી અવનીપતી તું વૃષ્ટિ કર આનંદની,
વિશ્વેશ્વરા હરી વીઘ્ન ને ચડતી કરો આ દેશની. ૧૧૫

શક્તી અગોચર છે પ્રબળ હે ઇશ અંતરયામિ છો,
છે ચમતકૃતિ સુખકાર ભારી ઇશ સદગુણ ગામિ છો:
પ્રભુ આપ સન્મતિ પ્રેમથી શુભ કૃત્ય આદરવા તણી,
વિશ્વેશ્વરા હરી વીઘ્ન ને ચડતી કરો આ દેશની. ૧૧૬

આનંદકંદ કરૂં હું વંદન પુરણ પ્રેમ ધરી સદા,
શાંન્તી અતી આપી પ્રભુ તું સઘ હર સૌ આપદા;
ઔદાર્યતાથી ઇશ દે તું સન્મતી કુમતી હણી,
વિશ્વેશ્વરા હરી વીઘ્ન ને ચડતી કરો આ દેશની. ૧૧૭

અગણિત લિલા વિભુ વિશ્વમાં તેમાં નહીં કાંઇ મણા,
અવિનાશિ પ્રભુ ઉર રેમ લાવી કાપ સર્વે વિડંબના;
જય જય કૃપાસાગર કૃપા કરિ વૃદ્ધિ કર સદજ્ઞાનની,
વિશ્વેશ્વરા હરી વીઘ્ન ને ચડતી કરો આ દેશની. ૧૧૮

## ઇંદ્ર વિજય છંદ.

હે જગનાથ તમે દુખ ટાળક સુખ અહોનિશ છો કરનારા,
પ્રાણિ તણા સુખદાયક હે હરિ ગૂણ નિધાન સુકર્મ તમારા:
નિશ્ચલ નીર વિકારી દયા નિધી શોક સદા વિભુ છો હરનારા,
પ્રેમ થકી કરૂં હું તુજ વંદન દેશ વિષે તુ વધાર સુધારા. ૧૧૯

વિશ્વપતી અતિશે કરૂણા કરિ સદ્ય સુણો પ્રભુજી દિનવાણી,
દેશ તણી ચડતી તુ કળા કર જેથિ રહે સુખમાં સહુ પ્રાણી;
સંકટ ને હર સુખ સદા કર નાથ દયાળુ દયા મન આણી,
દાદ સુણો ગુણ સાગર હે હરિ આપ તણા દિન શેવક જાણી.૧૨૦

શક્તિ તમારિ અગાધ અનૂપમ ને અદ્ભુત ખુબી બહુ સારી,
તારિ કળા જગતાત અગોચર પાર લહે નવ કોઇ વિચારી;
પૂરણ પ્રેમ ધરી પરમેશ્વર દ્રષ્ટી કરો અતિશેં સુખકારી,
દેશ કળા તુ વધાર અતીશય કેશવ ' કે ' પ્રભુ પ્યાર વધારી.૧૨૧

હે વિભુ શ્રીઅવિનાસિ ગુણો મય દેશ સુધાર તુ પ્રીત ધરીને,
સુંદર હુન્નર દેશ વિષે પસરે સુખકારિ અતી નિશદીને;
પૂર્ણ કૃપા કર હે જગદીશ્વર ચીત્ત વિષે અતી પ્યાર ધરીને,
કેશવ ' કે ' વિભુ દુઃખ વિદારણ સૂખ કરો અધ માફ કરીને.૧૨૨

નાશ કરો દુશ જ્ઞાન તણો વિભુ જ્ઞાન પ્રકાશ અતીશય સ્થાપો,
પ્રેમ થકી અરજી સુણિ ને ઝટ સંકટ શોક સદા વિભુ કાપો;
નેહ ધરી નિશિ વાસર ઈશ્વર કાપ કલેશ અને પરિતાપો.
કેશવજી હિન વાણિ વદે ઇશ માફ કરો સઘળા મમ પાપો. ૧૨૩

---

## જીવને ચેતવણી.

### અહિદોપ છંદની ચાલ.

ચેત મૂરખ ચેત મૂરખ ચેત તું વીચારી,
જ્ઞાન વીના તું મળ્યો ભવાબ્ધિમાં ખુવારી.–ચેત. ૧

આ અનીત્ય જગત જાણ પૂર્ણ મોહકારી,
નવીન નવિન રંગ રાગ સર્વ નષ્ટ કારી.–ચેત. ૨

ધનુષ્ય રંગ ઘડિકમાં બદલાય જોતુ ધારી,
દશા રૂપી વાદળી વિખરાઈ તો જનારી.–ચેત. ૩

રમ્ય ફુલોથી ખિલેલ રસીક ફુલવાડી,
ફુલ જતાં કરમાઇ લાગતી અતી નઠારી.–ચેત. ૪

જે નદી ભરેલ કામ ક્રોધ મોહ વારી,
નાવ પ્રભુ નામ પાર લઇ જશે ઊતારી.–ચેત. ૫

નીર ઝાંઝવા સમાન ફોક આશ તારી,
કર પ્રયત્ન કોટિ તૃષા નહીં જરી છીપનારી.—ચેત. ૬

આ અસાર જગતમાં ન કોઇ ચીજ તારી,
સત્ય પ્રભુ નામ જડે જેથી મોક્ષબારી.—ચેત. ૭

ઊછળે સમુદ્રમાં તરંગ જો નિહાળી,
થઇ તરંગ ગુપ્ત થાય વારિ સાથ વારી.—ચેત. ૮

જગત સૂખ એમ ગણો સર્વ નાશકારી,
ધુમ્રતણા બાચકા સમાન શિરધારી.—ચેત. ૯

પુત્ર પુત્રી ભ્રાત બેન માત તાત નારી,
સરવ સ્વાર્થના સગાં ગણો ઊરે ઊતારી.—ચેત. ૧૦

મસ્ત મુશક થઇ ફરે કરતો અતી ચીચિઆરી,
આવી સઘગ્રહણ કીધો મુશક મુખ બીલાડી.—ચેત. ૧૧

ગરવ શિરધરી કરે ગમાર મુંઢ ઝારી,
પ્રાણ હરી ગ્રાસ કરે કાળ ઝપટ મારી.—ચેત. ૧૨

જાય રેલની સમાન જીંદગી તમારી,
મરણ નજીક આવતાં બુરી ગતી થનારી.—ચેત ૧૩

રમત ખુબ રમી બાળ જીંદગી ગુજારી,
તરૂણ પણા માંહિ ભોગવ્યો વિલાસ ભારી.—ચેત. ૧૪

વૃદ્ધ સમય પ્રાપ્ત થતાં પ્રગટી તન ધ્રુજારી,
શું ગતી થવાની મુર્ખના ભજ્યા મુરારી.—ચેત. ૧૫

મુંડતો મુંડાવીને ઝટા અતી વધારી,
પ્રપંચી યોગીરાજ ધુતતા અપાર નારી.—ચેત. ૧૬

લાભ લક્ષ્મીનો અપાર હ્રદય માંહિ ધારી,
કૃત્ય રીષ્ટ ખુબ કર્યાં જ્ઞાનને વીસારી.—ચેત. ૧૭

છે પતંગ રંગની સમાન કાય તારી,
કરીશ કોટી યત્ન તોય નાસ છે થનારી—ચેત. ૧૮

પ્રપંચ કરિને અપાર લક્ષ્મિ તેં વધારી,
પુન્ય દાનમાં નપાઇ આપી પ્રેમ ધારી.—ચેત. ૧૯
બાંધી પાજ પાપની સુધર્મ તુચ્છકારી,
જ્ઞાન વીના મુંઢ કદી એ નહિં તુટનારી.—ચેત. ૨૦
ખાન પાન મોજ મજામાં બન્યો વિહારી,
સૂખ બાજી સ્વપ્ન તુલ્ય સધ શીટનારી.—ચેત. ૨૧
જાય છે અમુલ્ય ઘડી નહીં ફરી મળનારી,
પામીઓ મનુષ્ય દેહ તે જઇશ હારી.—ચેત. ૨૨
ભક્તી પ્રેમથી કરી રીઝાવ શ્રી મુરારી.
હૃદય ધાર શીખ કહે કેશવ મુખ પુકારી.—ચેત. ૨૩

---

## આ જગતમાં કોઈ અમર નથી.

### રાગ—આશા ગોડી.

કોઇ નથી આ જગતમાં અમર જન કોઇ નથી આ જગ૦—ટેક.

જાયું તેતો નક્કી જવાનું,
સત્ય ઠરાવો મગજમાં—અમર. ૧
જળ પરપોટા જેવી કાયા,
નાશ થનારી પલકમાં—અમર. ૨
પુન્ય કીધાથી સુખ બૌ પામો,
આખર જાશો સ્વરગમાં—અમર. ૩
પાપ પ્રપંચ કીધા થકી મડચો,
નીશ્ચય રૈ રૈ નરકમાં—અમર. ૪
જુઠી કાયા જુઠી માયા,
જુઠા ખેલો ખલકમાં—અમર. ૫

જેમ બાજીગર બાજી રચીને,
સં કે સમેટી ઝોળકમાં—અમર. ૬

નાશ થયા માંધાતા સરખા,
અગણીત નૃપતી ભુતળમાં—અમર. ૭

ચોરી અને વ્યભીચાર તજીદે,
અનીતી થકી તુ વરતમાં—અમર. ૮

તન ધન જોબનનો મદ છોડી,
ધરચીત ધરણીધરમાં—અમર. ૯

સત્ય પ્રભુના નામ શીવાયે,
નહીં ભવરૂપી નાટકમાં—અમર. ૧૧

ભજન કરી પ્રભુ પદ મેળવતું,
જન્મ ફરી ન ઉદરમાં—અમર. ૧૨

જગત તણું સૂખ અલ્પ વખતનું,
સમજ સમજ જન મનમાં—અમર. ૧૩

સત્ય પ્રભુનું નામ વજીને,
મોહી રયો તું શું જરમાં—અમર. ૧૪

જ્ઞાન અને સદ્‌ગુણ ગ્રહીલે,
લુબ્ધ ન થાતું વીષયમાં—અમર. ૧૫

નૃત્ય ગણીકા નાટક જોવા,
જોર ધરે બહુ પગમાં—અમર. ૧૬

હરીહીરતન થાયે ત્યાં તું વીચરતાં,
કયમ ધર આળસ તનમાં—અમર. ૧૭

સ્વપ્ન સમાન સુખો જગકેરાં,
નાશ થશે એક પળમાં—અમર. ૧૮

સત્ય અનંત સુખો સમજોને,
જન જગદીશ સ્મરણમાં—અમર. ૧૯

એષ્ટ શીખામણ સર્વ મુણીસે તું,
પ્રીત ધરીને અંતરમાં—અમર. ૨૦

કેશવ કે પ્રભુ સ્મરણ કરીલેને,
રસનાથી અવરતુ રટમાં—અમર. ૨૧

---

## જીવને શીખામણ.

### બીલાવરના ચાલ.

સમજ સમજ મન પ્રાણીઆ કરી લે સુ વિચાર,
બાલકનો ખેલ ખોટો ગણી ભજીલે કીરતાર.—સમજ ૧

સત્ય વચન વદ તુ સદા રીઝે જગ કરતાર,
સંકટ સર્વ વીદારીને આપે સુખ અપાર.—સમજ. ૨

કદિયે કુકર્મ તું કર નહીં કરી લે શુભ કામ,
જેથી મહેશ કૃપા કરી શાન્તિ દે બહુ ઠામ.—સમજ ૩

કોઇ કોઇનું સગું નથી મોહાબ્ધિ છે સંસાર,
નાશ પલક એકમાં થશે ન કોઇ રહેનાર.—સમજ. ૪

મારૂં મારૂં મન શું કરે નહીં તારૂં લગાર,
સરવ તજી એક દીવસે મરવું નીરધાર.—સમજ. ૫

ગર્વ કશો કરતું નહીં ગર્વે સુખ નહીં જાણ,
ગર્વ કર્યા થકી તો ગયો લંકાપતિ કેરો પ્રાણ.—સમજ. ૬

જળપર પોટા જ્યમ બની ફુટે રહિ પળવાર,
તેવી રીતે જન દેહ આ ક્ષણ ભંગુર ધાર.—સમજ. ૭

આળસ પટ અળગો કરી પ્રભુને તુ સંભાર,
મોક્ષનો મારગ શોધવા કર જ્ઞાન વીચાર.—સમજ. ૮

રાખી દયા અતી મન વિષે કર કર્તવ્ય કામ,
મોહ માયા મમતા તજી રટ રસનાએ રામ.—સમજ. ૯

દુરગુણ તજ દુઃખ મય ગણી લે તું સદગુણ સાર,
સોબત દુરીજનની તજી શીખામણ ઉર ધાર—સમજ. ૧૦

કપટ પ્રપંચ ને પરહરી ભજો જગ કરતાર,
કેશવ કે' તરશો તમે ભવસાગર પાર—સમજ. ૧૧

## આખર મરવું છે.

### તોટક.

જન સાંભળજ્યો મન પ્રેમ ધરી,
મમ મુખ થકી કહુ વાત ખરી;
શ્રવણે સુણતાં સુખ થાય અતી,
કુમતી જઇને બનશે સુમતી. ૧

મુખથી પરમેશ્વરને ભજજ્યો,
સુખસાગર ઇશ્વરને સમજો;
દિન નાથનું ધ્યાન સદા ધરવું,
જન આખર નીશ્ચય છે મરવું. ૨

અધથી સઘુ માણુસ દુર ફરો,
પરમારથ કામ સહાય કરો;
જગજીવનથી મનમાં ડરવું,
જન આખર નીશ્ચય છે મરવું. ૩

મમતા મન માંહિ જરા ન ગ્રહો,
રસના થિ પ્રભૂ તણુ નામ કહો;
સરવે તજીનેજ જરૂર જવું,
જન આખર નીશ્ચય છે મરવું. ૪

સદગૂણ ગ્રહો મન પ્રેમ ધરી,
દુરગૂણ ગ્રહો કદિએ ન જરી;
ડરિને ડરિને પગલું ભરવું,
જન આખર નીશ્ચય છે મરવું. ૫

કુર વાણિ કદી મુખથી ન કહો,
સદ વાણિ વદી સુખમાંહિ રહો;
શુભ કૃત્ય સદા જન આદરવું,
જન આખર નીશ્ચય છે મરવું. ૬

સહુ પ્રાણિ તણાં સુખ આદરજ્યો,
દિલમમાંહિ સદાય દયાળુ થજ્યો;
શુભ કૃત્ય તણા થડમાં ઠરવું,
જન આખર નીશ્ચય છે મરવું. ૭

ભણવી મન પ્રેમ ધરી સુવિદ્યા,
કદિ આદરવી નહિ પર નીંદા;
ભણિ શાસ્ત્ર અને વિદ્વાન થવું,
જન આખર નીશ્ચય છે મરવુ. ૮

જગનાથનુ સ્મર્ણ સદા કરશો,
ભવસાગર સેજ થકી તરશો;
રજની દિન નામ પ્રભુ રટવું,
જન આખર નીશ્ચય છે મરવું. ૯

સહુ માણસ આળસને તજજો,
દિનનાથનું ધ્યાન સદા ધરજો;
ભટ કેશવ કે સુ વિચાર સજો,
જગદીશ્વરને અનુદીન ભજો. ૧૦

---

## મનુષ્યને ઊપદેશ.

### પદ.

હરી ભજન વિના દુખ દરીઆ સંસારનો પાર ન આવે–એ રાગ.

જન સાંભળજો વાત કહું હિતકારી અતીશય સારી,
તે સુણવાથી જન સૌને થાશે અતીશે હિતકારી–ટેક. ૧

સહુ નામ જપો અંતરયામી જેની રચના અંદર નહીં ખામી,
એવા જગજીવન જગના સ્વામી.—જન સાંભળજો૦ ૨

સ્વપના સમ છે ભવસાગર તો, ખોટા સઘળા મનના મમતો,
જુઠી મન જાણો જગની ગમતો,—જન સાંભળજો૦ ૩

સંસાર વિશે નહીં સુખ જરી, ડગલાં ભરજો પ્રભુથીજ ડરી,
જન આખર જાવું જરૂર મરી.—જન સાંભળજો૦ ૪

કુરકર્મ થકી સહુ દુર ફરો, સદકર્મ તણા થડમાંજ ઠરો,
શુભ મનન સદા મન માંહી કરો.—જન સાંભળજો૦ ૫

નરસા જનની સંગત તજજો, દીલ માંથી આળસ પરહરજો,
રસનાથિ સદા વિભુને ભજજો.—જન સાંભળજો૦ ૬

વિદ્યા ભણજો જન પ્રેમ ધરી, કહું મુખ થકી હું વાત ખરી,
કદી જુઠ વદો નવ મુખ જરી.—જન સાંભળજો૦ ૭

ભટ કેશવ કે સુણજોજ સહુ, નીશદીન પ્રભુનો દાશ છઊં,
શુભ વાણી પ્રભુની કૃપાથી કહું.—જન સાંભળજો૦ ૮

## સવૈયા.

રે જન સાંભળજ્યો મુજ વાણિ,
લહો શુભ સાર સુપ્યાર ધરીને;
લ્યો સદગુણ અતીશય હોંશથિ,
પાપ થકી ફરવુંજ ડરીને. ૧

કામ કરો સુખ કારક પ્રીતથિ,
જેથિ રહો સહુ ઠામ ઠરીને;
કેશવજી રસનાથિ વદે જન,
રાજી રહો વિભુને સમરીને. ૨

સોબત સજ્જનનીજ નિરંતર,
આદરવી મનમાં પ્રિત ધારી;

નીચ તણી દુઃખદાયક સોબત,
તેહ તજો સઘળાં નર નારી. ૩
સાન ગ્રહો અવગુણ તજો,
વળિશુભ શિખામણુ લેવિ વિચારી;
કેશવજી મુખ વાણિ વદે જન,
ટેવ તજો સઘળીજ નઠારી. ૪

## દોહરા.

સ્વપના સમ સંસાર છે, દુખમય છે ભરપૂર,
કર્મ પુન્યનાં આદરો, પાપ થકી રહિ દુર. ૧
સ્મર્ણુ સદા જગતાતનું, કરવું મન દઇ ધ્યાન,
અલ્પ સૂખ સંસારનું, મન માંહે તું માન. ૨
જન જગમાં રેવું નથી, જાવું છે નિરધાર,
કાળ ઝડપશે કારમો, નહીં લેવા ને વાર. ૩
તે માટે તમને કહું, મનમાં લાવી પ્યાર,
સ્મર્ણુ સદા કરતારનું, કરજ્યો નરને નાર. ૪
તે વિન આ સંસારમાં, સૂખ નહીં લવલેશ,
મન માંહે સૌ માનજ્યો, સાચો છે ઉદેશ. ૫
તજી દુર્ગુણ સદગુણ ગ્રહો, કરિ સજ્જન સહવાસ,
નિશદિન પ્રભુના નામની, રાખો મન અભિલાશ. ૬
નીશ્ચય જન સૌ માનજ્યો, દુખ મય છે સંસાર,
કેશવજી મુખથી કહે, રટજ્યો જગદાધાર. ૭

## વસંત તિલકા વૃત.

સંસારને સ્વપનની સમ લોક જાણો,
મીથ્યા અરે ગરવના મનમાંહિ આણો;
આણો નહીં મન વિષે કદિ કૂવિચારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૧

સાચું વદો વચન જૂઠ સદાય છોડો,
રે શ્રેષ્ઠ કામ કરિ પ્રેમ વિભૂથિ જોડો;
જોડો સદા સદગુણો અતિ સર્વ યારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૨

રાખો દયા મન વિષે બહુ પ્યાર લાવી,
ત્રાતા તણી નિશદિને અતિ કીર્તિ ગાવી;
ગાવા સદા ઇશ તણા શુભ ઊપકારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૩

નીંદા તજો જન ભજો સહુ વીશ્વત્રાતા,
છે દુઃખ ટાળક અને બહુ સૂખ દાતા;
દાતા દયાળુ અનુદીન જપોજ યારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૪

વીધા ભણો મન વિષે જન પ્રીત ધારી,
વીધા થકી બહુ મળે જન કીર્તિ સારી;
સારા વિચાર સદયે સરવે વધારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૫

છોડોજ સોબત તમે જન નીંચ કેરી,
છે નીંચ સોબત ભુજંગ સમાન ઝેરી;
ઝેરી અતી વિષ સમાન મનાય યારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૬

રાખો તમે પ્રણય સૌ મમ દેશિ ભ્રાતો,
વાંચો અહોનિશ મુખે સદનીતિ વાતો;
વાતો કદી પણ કુનીતિનિ ના વિચારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૭

ઉલ્લાસથી ગુણનિધી વિભુ સર્વ વંદો,
જોડો સુસંગત સદા તજીને કુછંદો;

કુસ્છંદથી કુકરમો અનિતી હજારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૮

દુર્ગુણ છોડિ જન શ્રેષ્ટ ગુણો ગ્રહોને,
આનંદથી વિભુ તણું શુભ નામ લ્યોને;
લ્યોને અતી સરવ લોક તમે સુધારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૯

છે વીશ્વનાથ સરવે રિધ શીદ્ધ દાતા,
તેને ભજે સરવ દુખ વિનાશ થાતા;
થાશે સુબુદ્ધિ સત જ્ઞાન સુખો અપારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૧૦

માનો શિખામણ સહુ મમ દેશિ લોકો,
હોંશે ભજો જગપતી સહુ જાય શોકો;
શોકો જઇ સુખદ શાંન્તિજ એ સુમારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૧૧

છોડીજ આળસ સુઉધમ આદરોને,
પાપી દુરીજન થકી દુર સૌ કરોને;
રાને ખુશી વિભુ તણા ગુણ ગાઇ યારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૧૨

શાંન્તિ તણા સરસ ગુણ ગ્રહો તમે તો,
સુખો થસે અતિ પ્રભુ પદ આખરે તો;
રેશે સદા ખુશિ વિષે જીવતો તમારો,
પાપો તજી જન ગ્રહો અતિ ધર્મ સારો. ૧૩

શીક્ષા સુણો સરસ હીતનિ બંધુ મારા,
શોધી લહો સરવ જે ગુણ હોય સારા;
માનોજ કેશવ કહે મમ દેશિયારો,
પાપો તજી શ્રેષ્ટ ગ્રહો અતિ ધર્મ સારો. ૧૪

## દુમીલા છંદ.

કરશો શુભ કૃત્ય સદાય જનો,
સદગૂણ અતી ઉરમાં ધરશો;
ધરશો સુવિચાર પ્રિતી ધરીને,
દુરગૂણ સહુ જલદી હણુશો.
હણુશો મન મેલ અને કુમતી,
સદજ્ઞાન વિષે ઝટ ઉતરશો;
તરશો ભવસાગર સર્વ તમે,
જગતાતનું સ્મર્ણુ સદા કરશો. ૧

તજશો દુખદાઇ અનિતિ તમે,
શણુગાર સુનીતિ તણો સજશો;
સજશો સમશેર સુધર્મ તણી,
હણવા અઘ ઓઘ જનો વસશો.
વસશો અભિમાનથિ દૂર અતી,
બહુ પ્યાર ધરી વિભુને ભજશો;
ભજશો તજી આળસ શુદ્ધ દિલે,
રિજશે પ્રભુ જો ક્રુરતા તજશો. ૨

## વસંત તિલકા છંદ.

કક્કા કદીઃ કરમના કર તું નઠારૂં,
લાવી ઉરે મમત ના કર મારૂ મારૂં;
ના જાણુ આ જગતમાં કહિ :મુંઢ તારૂં;
કક્કા કદી કરમ ના કર તું નઠારૂં. ૧

ખખ્ખા ખરૂં વચન આ ઉરમાં ઉતારી,
બાજી જુઠી જગતની મન લે વિચારી:
વીચાર તું મન વિષે મુજ શીખ સારી,
ખખ્ખાં ખરૂં વચન આ ઉરમાં ઉતારી. ૨

ગગ્ગા ગયા કઇક રંક કઇક રાણા,
ના કોઈને અમર આ જગમાંહિ જાણ્યા;
જાણ્યા ભવાબ્ધિ મહિ સર્વ ગયા તણાણા;
ગગ્ગા ગયા કઇક રંક કઈક રાણા. ૩

ધધ્ધા ઘડી સમયમાં ઘટ ફૂટનારો,
આ દેહ તો પલક માંહિ પડી જનારો;
જાનાર છે સરવ કોઇ ખચીત્ત ધારો,
ધધ્ધા ઘડી સમયમાં ઘટ ફૂટનારો. ૪

ચચ્ચા કરી ચમન તું ભટકયો સદાયે,
ના એક તું ક્ષણુ મુખે જગદીશ ગાયે;
ગાયા નહીં મુખ ગુણો પ્રભુના જરાયે,
ચચ્ચા કરી ચમન તું ભટકયો સદાયે. ૫

છછ્છા કદી છટકવા નહિ પામનારો,
મારી તને ઝપટ કાળ લઇ જનારો;
જાનાર તું ફરિ ખચીત ન આવનારો,
છછ્છા કદી છટકવા નહિ પામનારો. ૬

જજ્જા જગાધિપતિને ભજ પ્રેમ લાવી,
કર્ત્તવ્ય એ સમજ તું જગમાંહિ આવી;
આવી અને ગ્રહણુ તું કર મોક્ષ ચાવી,
જજ્જા જગાધિપતિને ભજ પ્રેમ લાવી. ૭

ઝઝા તુ તો ઝટ લહે શિખ આ સ્વિકારી,
માયા અને મમત મત્સર દે વિસારી;

વીચાર તું ગરવ ને દુખકાર ધ:રી,
ઝઞ્ઞા તુ તો ઝટ લહે શિખ આ રિવકારી ૮

ટટ્ટા અરે સરવ ટાળ કુટેવ તારી,
જ્યાં જ્યાં ભરે પગલું ત્યાં મન બો વચારી;
વીચારિને વરત તું મતિને સુધારી,
ટટ્ટા અરે સરવ ટાળ કુટેવ તારી. ૯

ઠઠ્ઠા સુ:ામ ઠરી બેશ સદાય પ્રીતે,
મૂખે અનુદિન પ્રભૂ ભજ એક ચાંત્તે;
ચીત્તે વિચ્ચાર શુભ લાવ મનુષ્ય ની:યે,
ઠઠ્ઠા સુઠામ ઠરિ બેશ સદાય પ્રીતેં ૧૦

ડડ્ડા ડહાપણુ નહીં તુજ કામ આવે,
રે મૂર્ખ શું મન વિષે અભિમાન લાવે;
લાવીશ જો નહિં પ્રભૂ સુખતો ન પાવે,
ડડ્ડા ડહાપણુ નહીં તુજ કામ આવે. ૧૧

ઢઢ્ઢા અરે મરણનો સુણ ઢોલ વાગે,
હોયે અભાગિ જન તેહ કદી ન જાગે;
જાગી પ્રભૂ ભજનથી મન મોહ ત્યાગે,
ઢઢ્ઢા અરે મરણનો સુણ ઢોલ વાગે. ૧૨

તત્તા તરીશ ભવસાગરતો સહેજે,
વીશ્વેશનું મુખ થકી જન નામ લેજે;
લેજે નિરંતર મતી શુભ જ્ઞાનિ રેજે,
તત્તા તરીશ ભવસાગરતો સહેજે ૧૩

થથ્થા ન થાક વિભુના ગુણ મુખ ગાતાં,
ના લેશ આળસ તુ આણ સુમાર્ગે જાતાં;
જાતાં સુમારગ થશે અતી સુખ શાતા,
થથ્થા ન થાક વિભુના ગુણ મૂખ ગાતાં. ૧૪

દદ્દા દુરીજનથિ દૂર સદા ફરોને,
કૃત્યો ખરાબ કરતાં પ્રભુથી ડરોને;
રોને ખુશી નિશદિને કુરતા હરોને,
દદ્દા દુરીજનથિ દૂર સદા ફરોને. ૧૫

ધદ્ધા ધરી પ્રિત શિખામણ આ સ્વિકારો,
સુજ્ઞાનથી સફળ જન્મ કરો તમારો;
મારો તમે મમતને અહમેવ ટાળો,
ધદ્ધા ધરી પ્રિત સિખામણ આ સ્વિકારો. ૧૬

નન્ના નહીં નિરખ તું નજરે નઠારૂં,
જો પ્રેમથી ગણ સદા પ્રભુ નામ પ્યારૂં;
પ્યારૂં પ્રભુ સ્મરણ ના ગણ તું નકારૂં,
નન્ના નહીં નિરખ તું નજરે નઠારૂં. ૧૭

પપ્પા પરીપુરણ અંતર પ્રેમ ધારી,
આ શીખ તું હ્રદયમાં ઝટ લે ઉતારી;
ઊતારિ ક્રોધ મુખ તું રટ શ્રી મુરારી
પપ્પા પરીપુરણ અંતર પ્રેમ ધારી. ૧૮

ફફ્ફા તુ ફોગટ ફુલી ફરતો ફરેશું ?
રાખી અતી મદ કુકર્મ કરે અરેશું;
"રે" શું ? અતી ક્રુર થઇ અનિતી કરેશું,
ફફ્ફા તુ ફોગટ ફુલી ફરતો ફરેશું ? ૧૯

બબ્બા બન્યો બહુજ તું કુવિચારવાળો,
ના અંગમાં વિનય તો લવલેશ ભાળ્યો;
ભાળ્યો કુમારગ નહીં શુભ ધર્મ પાળ્યો,
બબ્બા બન્યો બહુજ તું કુવિચારવાળો ૨૦

ભભ્ભા નહીં પલક એક તણો ભરૂંસો,
આણે મદાંધ અવળી રીતનો શું જૂરસો;

જીુસ્સો પ્રભુ ભજનમાં કર ત્યાગ ગુસ્સો.
ભભ્ભા નહીં પલક એક તણો ભરૂંસો. ૨૧

મમ્મા મહા મુશિબતે મનુ દેહ પામ્યો,
પાપો અનેક કરિ વ્યર્થ અરે ગુમાવ્યો;
ગુમાવિઓ વખત ફોગટ સરવ વામ્યો,
મમ્મા મહા મુશીબતે મનુ દેહ પામ્યો. ૨૨

યય્યા નયોજી યુકતી મુકતી તણી તેં,
ના પુન્ય ની મુરખ પાજ અરે ચણી તેં;
યુકતી વસુ હરણુની કરિ છે ઘણી તેં;
યય્યા નયોજી યુકતી મુકતી તણી તેં. ૨૩

રર્રા રટા ન રસના થકિ વિશ્વ ત્રાતા,
નીંદા કરી પર તણી દિન સર્વ કાઢયા;
કાઢયા દિનો વ્યરથ ના સમર્યા વિધાતા,
રર્રા રટા ન રસના થકિ વિશ્વ ત્રાતા. ૨૪

લલ્લા ન લક્ષ ધરિયું શુભ કામમાં તે,
સુકીર્તિ વેરિ અતિશેં સહુ ઠામમાં તે;
સૌ ઠામમાં રખડિયો ધરિ ક્રૂરતાં તેં,
લલ્લા ન લક્ષ ધરિયું શુભ કામમાં તેં. ૨૫

વવ્વા વિચાર સુખ છે ન વસુંધરામાં,
દોડી અને નપડ મોહ રૂપી ઝરામાં;
પ્રીતી ધરી મન લગાડ પરાત્પરામાં,
વવ્વા વિચાર સુખ છે ન વસુંધરામાં. ૨૬

શશ્શા શરીર પડતાં નવ વાર લાગે,
આત્મા ક્ષણું વખતમાં જન દેહ ત્યાગે;
ત્યાગી જતાં જીવ સહૂ જન દૂર ભાગે,
શશ્શા શરીર પડતાં નવ વાર લાગે. ૨૭

પપ્પા હરી ષડ રિપૂ સમતા ધરોને,
સુજ્ઞાન મારગ અનુદિન સંચરોને;
સુજ્ઞાનથી હ્રદય શુદ્ધ અતી કરોને,
પપ્પા હરી ષડ રિપૂ સમતા ધરોને. ૨૮

સસ્સા સબંધી સહુ સ્વાર્થ તણાં દિસે છે,
જ્યારે સર્યો અરથ કે અળગાં રહે છે;
રેશે ન પાસ પળ એક દુરે દિસે છે,
સસ્સા સંબંધિ સહુ સ્વાર્થ તણાં દિસે છે. ૨૯

હહ્હા હઠો દુર દુરાચરણોથિ યારો,
રાખી સદાચરણને મતિને સુધારો;
સૂધાર જીવિત કરિ તું પરોપકારો,
હહ્હા હઠો દુર દુરાચરણોથિ યારો. ૩૦

ળળ્ળા ન લોભ કર લક્ષ્મિ તણો અતીશે,
લક્ષ્મી ન કોઇની થઇ ન થવાનિ નીશ્ચે;
નીશ્ચે અનંત સુખ છે પરિબ્રહ્મ વીષે,
ળળ્ળા ન લોભ કર લક્ષ્મિ તણો અતીશે. ૩૧

ક્ષક્ષા ક્ષમા રૂપિ રૂડો ગુણ અંગ ધારી
સુપ્રીતિ મેળવ સદા સુખકાર ભારી;
ભારી દુઃખો ભય અસહ્ય પિડા જનારી,
ક્ષક્ષા ક્ષમા રૂપિ રૂડો ગુણ અંગધારી, ૩૨

જ્ઞજ્ઞા સુજ્ઞાન ધરી વિશ્વપતી રિઝાવો,
જેથી પ્રભુપદ તણો મળશે સુલ્હાવો;
લ્હાવો લઇ સ્વરગ અંત સમે સિધાવો,
જ્ઞજ્ઞા સુજ્ઞાન ધરી વિશ્વપતી રિઝાવો. ૩૩

અજ્ઞાનતા પરહરી અઘ સર્વ ત્યાગો,
સંસાર આ ગણી અસાર ત્વરાથિ જાગો;

જાગી જગાધિપતિ પાસ સુભક્તિ માગો,
અજ્ઞાનતા પરહરી અઘ સર્વ ત્યાગો. ૩૪

ઇઇંદ્રિઓ વશ કરી ચિત સ્થીર રાખો,
છોડી અસત્ય વચનો મુખ સત્ય ભાખો;
વીકાર આ જગતના સહુ કાઢિ નાખો,
ઇઇંદ્રિઓ વશ કરી ચિત સ્થીર રાખો. ૩૫

ઊઊનતી ઝટ થશે વિભુને ભજયાથી,
મુકતી મળે ઝટ સહુ અઘને તજ્યાથી;
રાજી રહે પ્રભુ સુનીતિ સદા સજ્યાથી,
ઊઊનતી ઝટ થશે વિભુને ભજ્યાથી. ૩૬

રૂ રૂપ તેજ બળ નાશ થનાર જાણો,
ના લેશ તે તરફનું અભિમાન આણો;
આણી અતી વિનય વીશ્વપતી પિછાણો,
રૂ રૂપ તેજ બળ નાશ થનાર જાણો. ૩૭

શ્રી શ્રીપતી હૃદયમાં નિશદીન ધારી,
આ શ્રેષ્ટ કેશવ તણી શિખને સ્વિકારી;
સ્વીકારિને મન સુબોધ અતી ઉતારી,
શ્રી શ્રીપતી હૃદયમાં નિશદીન ધારી. ૩૮

---

## હોરી તાલકાપચંદી.

જીન્ને પ્રભુસેં પ્રીત લગાઇ, ઓહીનર કબુ નહીં હાર્યા(૨) ટેક.
ખેલત ખેલ નીરંતર પ્રીતસેં, રંગ ભુવન સાથ દારા;
ખાન પાન ઔર ગાન કળામેં, રંગ ઉડાવત સારા,
ઓહી સબહે નાશકારા.—જીન્ને પ્રભુસેં. ૧

ગાડી ઘોડા પાલખી ઔર મ્યાના, હસ્તીપે હોંગે સવારા,
રાજ્ય ગાદી પર બૈઠે હુવે પણ, કાળ ન છોડનવારા;
પકડ લે ચલે યમદુતસા—જીન્ને પ્રભુસેં. ૨

યૌવન તન ધન કે મદ અંદર, મસ્ત ફીરત હે ગંવારા,
સત્ય પ્રભુકા નામકું છોડ કે, મીથ્યા કરત હે લવારા;
બહુત હાર્યા એોહી બીચારા—જીન્ને પ્રભુસેં. ૩

કુબ રહ્યા કર્યું પાપ પ્રપંચમેં, રસના સેં પ્રભુ ન ઉચાર્યા,
અંધ હુવે તું વીષય વાંસનામે, મનમેં કછુ ન વીચાર્યા;
બખત વ્યર્થ તેને ગુમાયા—જીન્ને પ્રભુસેં. ૪

જૂઠ જગતકી મોહીક માયામેં, લુબ્ધ હુવે લીચકારા,
પુત્ર પૌત્ર કુટંબ કબીલા, જીનમેં હુવે મતવારા;
આખર હોયંગે એોહી ન્યારા—જીન્ને પ્રભુસેં. ૫

દૌલત માલ ખજાને કે મુરખ, કરતે તુમ્હે રખવારા,
પુન્ય દાન ન કોડીદીઆ તુમ, કૃત્ય કીયા નહીં સારા;
સબી છોડ તું જાનેવારા—જીન્ને પ્રભુસેં. ૬

ક્ષણ ભંગુર દેહહે જન સબકી, દુખમય સબ સંસારા,
અલ્પ બખતકા એોહી તમાસા, પલકમેં હે મીટનારા;
કેશવ મન ભજ વિભુ પ્યારા— જીન્ને પ્રભુસેં. ૭

---

## (ક્યાંથી આ સંભળાય મધુર સ્વર)

## એ રાગ.

મુખે પ્રભુ ગુણ ગાઓ સહુરે જન (૨)
તો સુખી નિશદીન થાઓ.—સહુરે જન. ૧

જોટી છે કાયા ખોટી છે માયા,
લુબ્ધ તેમાં નહી થાઓ—સહુરે જન. ૨

સુંદ અભાગી, સુધર્મ ત્યાગી,
પાપ મારગ શીદ જાઓ—સદ્ગુરે જન. ૩
અનિતિ તજજ્યો, સુનિતી સજીને,
જ્ઞાન સુપંથ સીધાઓ—સદ્ગુરે જન. ૪
ક્ષણુ ભંગુર આ દેહ તમારી,
નહીં તેમાંહી મોહાઓ—સદ્ગુરે જન. ૫
કેશવ કે સુખદાયક પ્રભુને
રમણું કરીને રીઝાવો—સદ્ગુરે જન. ૬

---

## (મારો હંસલો નાનો ને દેવળ જુનુ થયું)
## એ રાહ.

તારૂં ભગતી વીનાનું આયુશ એળે તો ગયું;
એળે તો ગયું રે આયુશ એળે તો ગયું-તારૂં ભગતી. ૧
બાળાપણું રે તે તો રમત ગમતમાં ખોયું;
તરૂણ પણે નારીમાં મનતો રહ્યું-તારૂં ભગતી. ૨
ઉદર ભરવાને માટે ભટકયો ભવાબ્ધિમાં તું;
અતીશય દુખ તેં તો તનમાં સહ્યું-તારૂં ભગતી. ૩
વૃદ્ધપણામાં તું તો દુખમાં ઘેરાણો પ્રાણી:
શિથિલ શરીર તારૂં થઇ તો ગયું-તારૂં ભગતી. ૪
કેશવ 'કે' છે તારૂં જીવતર જોને જગી;
નદી તણા પુરની પેઠે જાયે છે વયું.-તારૂં ભગતી. ૫

---

## (પ્રીય મત્રિ વીના હોભાઇ કેણુ મોબતમાં સાંચવે માંહી)

### એ રાગ.

ભવસાગર દુખ રૂપ ધારી, જગતાત ભજો નરનારી;-ટેક
સ્વપના સમ સુખ સહુ જાણો, મનમાં અભિમાન ન આણો;
ક્ષણ ભંગુર દેહ વીચારી—જગતાત. ૧
રેશે નહી માલ ખજાનો, આખર સરવે ધુળ જાણો;
માટે મદ મમતા મારી—જગતાત. ૨
મન ધાર ન મારૂ મારૂં, યોવન તન નાશ થનારૂં
છે ચીજ કશી નહીં તારી—જગતાત. ૩
સંસાર ગણી લે ખોટો કાયા છે જળ પરપોટો;
બાજી માંચ્યા ઉર ધારી—જગતાત. ૪
શું મુરખ રહ્યા છો મોહી, નથી અમર જગતમાં કોઇ;
રચના સહુ નાશ થનારી—જગતાત. ૫
ધન માટે જ્યાં ત્યાં ધાયો, કરીને ખુબ પાપ કમાયો;
દોલત તારી ન થનારી—જગતાત. ૬
અનિતી તજજ્યો બહુ ઝેરી, શેવા કરી સદગરૂ કેરી,
સદ્જ્ઞાન હૃદય લ્યો ધારી—જગતાત. ૭
અભીમાનથી દુર હઠોને, "કેશવ" કે રામ રટોને,
પામો સુગતિ સુખકારી—જગતાત. ૮

### શાર્દુલ વિક્રિડિત.

શીક્ષા સૂ હિતની ધરો મન વિષે, દુરીત કર્મો તજો,
કર્મો શ્રેષ્ટ કરો તમે જન અરે, હોંશે પ્રભૂને ભજો;
જેથી આ જગને વિષે જગપતી, સૂખો અતી આપશે,
આણીને અતિશે અનુગ્રહ સદા. કષ્ટો સહુ કાપશે. ૧

**( જઇને કદમ ચઢી બેઠારે, રાધાજીના ચોરતા હરીને ) એ રાહ.**

મુકી દેતું મુરખ નાદાની, શાને બને છે અભિમાની.—ટેક
આ ભવ સિંધુ તણી મોહીક માયા માંહિ; (૨)
ના થા મોહીત મુંઢ પ્રાણીરે. મુકી દેતુ૦ ૧
માનવ દેહ મળીયો અતી ઊત્તમ; (૨)
વ્યર્થ ગુમાવ ન ગુમાની રે. મુકી દેતું૦ ૨
જાય વખત ફરી તે નહીં મળશે; (૨)
નાશ થનારી જીંદગાની રે. મુકી દેતું૦ ૩
સંકટ રૂપી માયામાં લપટાઇ; (૨)
પાપની કીધી તેં કમાણી રે. મુકી દેતું૦ ૪
માલખજાનો મોટી રમ્ય હવેલીયો; (૨)
તેની રહેશે ન નીશાની રે મુકી દેતું૦ ૫
યૌવનનો મદ રાખે શું ? અતીશય; (૨)
સઘ જવાની છે યુવાની રે. મુકી દેતું૦ ૬
પ્રેમ ધરીને સમર્યા નહીં પ્રભુને; (૨)
ભટકયો ભવાબ્ધિમાં ઊઠાની રે. મુકી દેતું૦ ૭
પુન્ય તજીને પાપ મારગ માંહે તારી; (૨)
બુદ્ધી અતીશે લપટાણીરે. મુકી દેતું૦ ૮
અમૃત વેલી ઠેલી લીધી તેં વીષ વેલી; (૨)
એલી તારૂણી મન માની રે મુકી દેતું૦ ૯
સ્વારથ માટે પાપો કીધાં છે તેં અમાપો; (૨)
કુબુદ્ધી અતી ઊર આણીરે. મુકી દેતું૦ ૧૦
ગુપ્ત પણે તું કરે નીષ્ઠુર કામો પાપી; (૨)
વાતો જાણે છે પ્રભુ છાનીરે. મુકી દેતું૦ ૧૧
કેશવ કે છે જગતાત ભજીલે પ્રાણી; (૨)
પામીશ મુકિત તું મજાનીરે. મુકી દેતું૦ ૧૨

## રાગ મલ્હાર.

પ્રબળ દળ સમ આજ વાદળ (એરાહ)

મનન મન ન ખરાબ કરતું;
ધર વિનય દિલમાં અતી,
પરમ પ્રિતથિ અપાર ધરતું;
મનની મહિ સૂખદ મતી. મનન૦ ૧

કસુર નવ કર જરીયે જીવતું;
ગા પ્રિતે પ્રભુ ગૂણને,
જરૂર તજ પાપી વીકારો;
થાય પ્રાણિ સુખો અતી. મનન૦ ૨

વખત નવ કર હરિને ભજીલે;
પ્રેમથી જન માનને,
ડરિ જગત કરતારથી તું;
સુધ કર કુમતી જતી. મનન૦ ૩

કબુલ કર સુખ ભરિ શિખામણ;
જે થકી સુખિ થાવ તું,
તરિશ ભવસાગર ખુશીથી;
રાખ અતી મન નીતી. મનન૦ ૪

---

## હીત શીક્ષા.

### ગરબી.

ક્યાં ગયોરે પેલો મોરલીવાળો
અમારાં ઘુંઘટ ખોલીરે–એરાગ.

સાંભળજોરે સરવે જન આજે,
શિખ વદું હિતકારીરે.

પ્રિત ધરી ઉર સાર ગ્રહોને,
થાય સુકીર્તિ તમારી રે—ટેક
વાણી સત્ય અહોનિશ વદજો,
જૂઠ વચન ન ઉચ્ચારો રે,
સુકર્મો કરવા મન અંદર,
ખૂબ, ઉમંગ વધારો રે.—સાંભળજો 1

આળસ અંગ વિષે નહીં રાખો,
આળસ છે દુખકારી રે;
સુઉધમ કરવા જન સરવે,
અંગ ધરો હુશિઆરી રે.—સાંભળજો. ૨

સંગત તજવી દુષ્ટ જનોની,
જે છે હીત હણનારી રે;
દુષ્ટ જનોની સંગતથી જન,
દુખ વધે બહુ ભારી રે.—સાંભળજો. ૩

હોંશ ધરી સતસંગ કરોને,
સતસંગે સુખ થાયે રે;
સુસંગે સદબુદ્ધિ મળશે,
કુબુદ્ધિ દુર જાયે રે.—સાંભળજો. ૪
છોડી દ્યો અભિમાન ત્વરાથી,
ગ્રહી ઉરે અતી સન્મતી રે;
કષ્ટ મુવા અભિમાની કમોતે,
રાવણ સરખા નૃપતી રે.—સાંભળજો. ૫

સઘ કુસંપ તજો જન સરવે,
કષ્ટ કુસંપથી જાજા રે;
કરી કુસંપ મુવા ખુબ લડીને,
પાંડવ કૌરવ રાજા રે.—સાંભળજો. ૬

તે માટે કુસંપ તજો જન,
સંપ ગ્રહો સુખકારી રે,
થાયે સુસંપે સુખ નીરંતર,
બને સ્થિતી બહુ સારી રે.—સાંભળજો. ૭

સુવીધા સદગૂણ સુનિતી,
પ્રિત ધરી જન લ્યોને રે,
હોંશેથી સદ્જ્ઞાન શીખવા,
અતી પ્રયત્ન કરોને રે.—સાંભળજો. ૮

રાખો નહી મુદ્દલ મન મત્સર,
મત્સર અતી દુખ ખાણી રે;
મત્સરથી જગદીશ્વર કોપે,
ક્રોધ ઊરમાં આણી રે.—સાંભળજો. ૯

વિનયવંત બનો મમ ભ્રાતો,
વિનય થકી યશ મળશે રે;
વિનય થકી સુખ થાય અનુદીન,
શોક દુખ સૌ ટળશે રે—સાંભળજો. ૧૦

હોંશ ધરી પરમારથ કરજો,
દુરીત કર્મ ઝટ તજજોરે;
ભવસાગર તરવાને માટે,
જ્ઞાન નાવ પર ચઢજો રે.—સાંભળજો. ૧૧

ભાવ ધરી જગદીશ્વર ભજજ્યો,
કુડ પ્રપંચ નિવારી રે.
વિષય વાંસના દૂર કરીને,
ગ્રહો મતી અતી સારી રે— સાંભળજો. ૧૨

અંતઃકરણ વિમળ કરવાને,
સાત્વીક ગુણ લ્યો પ્રીતે રે.

પર દારા પર દોલત લેવા,
ધરો મનન નહીં ચીત્તરે.—સાંભળજો. ૧૩

ચાલો આ શીક્ષા અનુસરીને,
થાયે જગપતી સાહેરે.
વામે તાપ મળે સુખ શાંન્તી,
ઉભય લોકની માંહેરે.—સાંભળજો. ૧૪

મોહાબ્ધિ સંસાર જાણીને,
શોધો સઘ કીનારોરે.
વીશ્વનાથનું સ્મરણ કરીને,
સફળ કરો જનમારોરે.—સાંભળજો ૧૫

મ્હેમ ઝાળ કરાળ કાપવા,
સુણો જ્ઞાન મય વાણીરે.
સઘ કરો સતસંગ હોંશથી,
સુખ અનુંપમ જાણીરે—સાંભળજો. ૧૬

કાયા છે જ્યમ જળ પરપોટો,
પળમાં નાશ થનારીરે.
અલ્પવારનો નહીં ભરૂંસો,
કરવો દીલ વીચારીરે.—સાંભળજો. ૧૭

છત્રપતી મોટા શૂર વીરો,
વળી રંકને રાણા રે.
અગણીત ઉત્પન થયા અવનીમાં,
કાળ હાથ સપડાણારે.—સાંભળજો. ૧૮

તે માટે સરવે જન પ્રીતે,
સઘ તજો મન મમતોરે.
કેશવ કે' કર્તવ્ય આદરો,
મોક્ષ તણો એ રસ્તો રે.—સાંભળજો. ૧૯

(જીસ્કા જાની. જીસ્કા જાની. જુદાહો જાવે--એ રાહ.)

સહુ ભજો, સહુ ભજો, પ્રભુ મન પ્યારા;
દુખ થાયે સહુ ખુબ ન્યારાં—સહુ ભજો. ૧

કાયા તમારી, નાશ થનારી; (૨)
માનો વચન શુભ મારાં--પ્રીયબંધુ (૨) દુખ થાયે. ૨

આળસ ત્યાગી, જુવોને જાગી, (૨)
છોડી દયો કામ નઠારાં--પ્રીયબંધુ (૨) ૩

નીતીથી ચાલો, કુનીતી તજીને (૨)
હોંશેથી કરો કૃત્ય સારાં--પ્રીયબંધુ (૨) દુખ થાયે. ૪

કેશવ"કે" વીભુ પ્રેમે ભજીને (૨)
તજો કુવેણો તમારાં--પ્રીયબંધુ (૨) દુખ થાયે. ૫

---

(મારો હંસલો નાનો ને દેવળ જુનું થયું)

એ રાહ.

ઊરે પ્રીતી આણીને પ્રાણી પ્રભુને ભજો;
પ્રભુને ભજોરે મમતા તનથી તજો—ઊરે પ્રીતી. ૧

સ્વપના જેવી છે દુનીઆં કેરી લલુતા પ્રાણી;
જ્ઞાન ધરીને તેથી અળગા થજો—ઊરે પ્રીતી. ૨

મોહ માયા ને અહમેવ અનીતી છોડી,
મનમાં ઊમંગ ધારી સુનિતિ સજો—ઊરે પ્રીતી. ૩

પાપ મારગથી પ્રાણી અળગાં અતીશે થાઓ;
પુન્ય તણે સુરસ્તે જલદી જજો—ઊરે પ્રીતી. ૪

કેશવ 'કે' છે માનો મોઝ મભુ રટવામાં;
છોડી દો નાશ કારી જગની મજો—ઊરે પ્રીતી. ૫

## હરીગીત છંદ.

સદ્‌જ્ઞાન રૂપિ શમશેર ગ્રહિ કાપો કુધારા સર્વને;
શુરવીર બનિ ઉર ધીર ધરિ નિશદીન છેદો ગર્વને;
આળસ રૂપી તીમર હણો કરિ શુદ્ધ હૃદય સહુજનો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૧

સન્મતિ ગ્રહી સર્વે જનો ઉપદેશ ઉર મારો ધરો,
તજી ક્રોધ મત્સર સર્વદા સદગુણ વૃધિ કરવા ફરો;
થાશે ઉદય સદગુણથી સદકીર્તિ રૂપી ભાણનો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૨

છોડી કુસંપ કરો સુસંપ તજો સહુ જન દુર્મતી,
ક્રુર કથન તજીને પ્રિત ધરી મન વિનય જન ધરજો અતી;
વીનય થકી જન વિશ્વમાં ડંકો થશે ગુણ ગાનનો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૩

પરિ પુર્ણ પ્રિતિ ધરિ મન વિષે સંગત કરો સજ્જન તણી,
દુરિજન તણી સંગત તજો દુખ મય અતી મનમાં ગણી;
સુજ્ઞાન લ્યો મમ આર્ય બંધુ નાશ કરી અજ્ઞાનનો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૪

ચાલો સદા સુનિતી ગ્રહી સંહાર કુનિતીનો કરો,
અહમેવ આળસ અઘ થકી વિભુથી ડરી દુર સૌ ફરો;
દુરગુણ તજી સદગુણી બનો સહવાસ કરી વિદ્વાનનો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૫

શુભ મનન કરિ ખુબ મન વિષે પરમાર્થ કામ કરો સદા,
પરમાર્થ થકિ પ્રભુ રીઝશે હરશે હશે જે આપદા;
કરવા સ્વદેશ તણું ભલું પરિ પ્રેમ પ્રિતથી કરો જનો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૬

રે આર્યબંધુ વ્હેમમાં ભરપૂર દીસો છો તમે,
તેથી કરી પડતી થવા માંડી અતીશય આ સમે;
તેમાટ છોડો વ્હેમને સુવિચાર કરી મનમાં ઘણો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૭

વિદ્યા વૃધી કરવા પ્રયત્ન કરો અહોનિશ પ્રીતથી,
વિદ્યા વિના ચડતી સ્થિતી કરવા કશાં સાધન નથી;
માટે કરી મમ દેશિજન ઊમંગથી વીદ્યા ભણો,
જેથી થશે અતિ સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૮

વીદ્યા ભણી હુન્નર શિખો હુનર થકી ચડતી થશે,
સુખ પામશો જન સર્વદા દારીદ્રતા દુર સૌ જશે;
સદકીર્તિનો ચળકાટ સરવે સ્થળ પ્રદિપ્ત થશે ઘણો,
જેથી થશે અતી સદ્ય ચડતો દિવસ હિંદુસ્તાનનો. ૯

---

## દ્રુતવિલંબિત છંદ.

હ્રદય માંહિ અપાર પ્રિતી ધરી;
જન કરો શુભ કૃત્ય રિઝે હરી. ૧

હરિ રિઝેથિ થશે સુગતી ખરી;
જનમને વળિ મળે નહીં ફરી. ૨

નવ અસત્ય વદો મુખથી જરી;
જગતના કરતાર થકી ડરી. ૩

ડરિ અને અનિતી કરજ્યો પરી;
સુખદ સન્મતિ અંતરમાં ધરી. ૪

જન તજો અહમેવ રૂપી અરી;
ખરી હકીકત લ્યો શ્રવણે ધરી. ૫

ધરિ દયા દિનનાં દુખ લ્યો હરી;
વિભુ સુખી કરશે કરૂણા કરી. ૬

સદ્ગુણો હૃદયે બહુ સંઘરી;
નિશદિને સદ્જ્ઞાન ગ્રહો ઠરી. ૭

દુખદ આ ભવસિંધુ જશો તરી;
જરૂર લ્યો શિખ કેશવની ખરી. ૮

પદ.

પાણીડાં કેમ કરી જાઉં,
મને મારી કાંકરી કાન એ રાગ.

જન સહુ પ્રેમ ધરી,
સમરી લ્યો વીશ્વાધાર–ટેક.
સંસાર રૂપી મોહાબ્ધી સાગર,
સુઘ ઊતરવા પાર. જન. ૧

મારૂં મારૂં મનમાં નહીં ધારો,
નથી તમારૂં લગાર જન. ૨

કાયા છે જયમ જળ પરપોટો,
પળમાં નાશ થનાર જન ૩

મોહ માયા મમતા મદ મત્સર,
સુઘ તજો એ વીકાર. જન ૪

આળસ પટ અળગો અતી કરીને,
હૃદય કરો સુવીચાર. જન ૫

કુડ પ્રપંચ કુચાલ કુબુદ્ધી,
છોડો એ હીત હણનાર જન ૬

સુકૃતમાં ચીત રાખો અનુદીન,
પૂરણ ધરી દીલ પ્યાર. જન ૭

કુર વચન કુનીતી કુદ્રષ્ટી,
ન કરે વજતા વાર. જન ૮

કુસંગ કલેશ કુસંપ વીદારો,
સુણી આ શીખ હીતકાર. જન ૯
કેશવ કે ભજો વીશ્વપતીને,
થી તરો ભાવ પાર. જન ૧૦

## સોરઠની ગજલ.

અરીતાત તું થઇને અરે,
ગીયુ સંગતે ન મીલાવેકાં એ રાગ.

ભજજો સહુ જન ઇશને,
જેથી નીશ્ચય મોક્ષને પામશો.
સુખ પામશો તમે તેહથી,
યશ કીર્તીવાન અતી થશો. ભજજો ૧

શુભ કૃત્ય કરોજ અહોનીશો,
જેથી સુખમાં રહો જગને વીષે;
શુભ કામમાં સુખ તો દીસે,
શુભ કામથી દુઃખ વામશો. ભજજો ૨

વદો સત્ય સદા રસના થકી,
સત્યમાં સુખ છે અતીશે નકી;
માન પામશો જગમાં અતી,
તેથી રાજી સદાય તમે હશો, ભજજો ૩

અવગુણ તમે સહુ જન તજો,
સદગૂણી સદાય તમે થજો;
પરી બ્રહ્મને પ્રીતીથી ભજો,
જેથી આખરે સ્વરગે જશો. ભજજો ૪

તજી પાપ અને પુન્ય આદરો,
સદ કામ તણા થડમાં ઠરો;

અવગૂણ આળસ પરહરો,
દુર દુરીજનથી જલદી ખસો; ભજનો ૫

કરો લોભ તમે વીદ્યા તણો,
મન ઊમંગ રાખીને ઘણો;
મુખે રામ નામ સદા ભણો.
ભટ કેશવ કે સુખીઆ થશો ભજનો ૬

---

### ઇંદ્રવીજય છંદ.

રે મન તું નમને પ્રિતથી;
હરરોજ મહેશ ક્ષણે ક્ષણરે,
રે ક્ષણ એક ન જાય નકામિ;
મતી કર શુદ્ધ સદા જનરે. ૧

રે જન આળસ ત્યાગિ અને;
પ્રભુ ભક્તિ વિષે લિન તું બનરે,
રે બનતું સુનિતી મયને;
જગતાત પ્રિતે મન તું નમરે. ૨

---

### (મા પાવાતે ગઢ થકી ઊતરાં મહાકાળીરે—એરાગ.)

સદ્ગુણી બને જન જેહ, તે સુખ બો પામે;
દુરગૂણ શિખે ધરી નેહ, તે દુખિ સૌ ઠામે. ૧

શુભ કૃત્ય વિષે છે પ્રીત, તે સુખ બો પામે;
કુકૃત્ય ઉપર છે ચીત તે દુખિ સૌ ઠામે. ૨

રાખે વીનયની ટેવ, તે સુખ બો પામે.
જે ગ્રહેણ કરે અહમેવ, તે દુખિ સૌ ઠામે. ૩

કરશે સજ્જનનો સંગ, તે સુખ બો પામે;
કુસંગ ઉપર, ઉમંગ તે દુખિ સૌ ઠામે. ૪

રાખે સરવે પર પ્યાર, તે સુખ બૌ પામે;
ઇર્ષા દિલ માહિ અપાર, તે દુખિ સૌ ઠામે. ૫

સુસંપ વૃદ્ધિમાં શૂર, તે સુખ બૌ પામે;
કુસંપ કરે ભરપુર, તે દુખિ સૌ ઠામે. ૬

પરમાર્થ વિશે છે પ્રેમ, તે સુખ બૌ પામે;
પર દુઃખ દેખી નવ રેમ, તે દુખિ સૌ ઠામે. ૭

કરવા સુ ઉધમ ધ્યાન, તે સુખ બૌ પામે;
છે આળસ અંગ નિદાન, તે દુખિ સૌ ઠામે. ૮

જે વદશે સત્ય હંમેશ, તે સુખ બૌ પામે;
નવ સત્ય વદે લવલેશ, તે દુખિ સૌ ઠામે. ૯

સૂણે જન જે સદ બોધ, તે સુખ બૌ પામે.
આણે સદ બોધથિ ક્રોધ, તે દુખિ સૌ ઠામે. ૧૦

વદશે મુખ વચન વિવેક, તે સુખ બૌ પામે;
રાખે હલકાઇ વિશેક, તે દુખિ સૌ ઠામે. ૧૧

સદ વિધ્યા ભણવા પ્યાર તે સુખ બૌ પામે;
ભણવા નવ પ્યાર લગાર, તે દુખિ સૌ ઠામે. ૧૨

સન્મતી સદા દિલ સાથ, તે સુખ બૌ પામે;
બહુ ગમે કુબુદ્ધિ વાત, તે દુખિ સૌ ઠામે. ૧૨

સદ નીતીમાહિ પ્રવીણ, તે સુખ બૌ પામે.
જે છે સુનીતી હીણ, તે દુખિ સૌ ઠામે, ૧૩

રાખે નિશદીન સુરીત, તે સુખ બૌ પામે;
કુરીતની ઉપર પ્રીત, તે દુખિ સૌ ઠામે. ૧૪

દિલમાં સંતોષી થાય. તે સુખ બૌ પામે;
કદિ લોભ થકી ન ધરાય, તે દુખિ સૌ ઠામે. ૧૫

# સુબોધ.

## લાવણી.

( કારી ઘટા કોયલ ઝનકારી )એ રાહ.

મદ મસ્ત (૨) બનો શું યારો, જાશે નીષ્ફળ જનમારો;
માયા મમતા ઝટ મારો, જડશે ભવસાગર આરો ટેક.

છે જીંદગી નાશ થનારી,
કાયા નવ તુજ રેનારી;
શું મુર્ખ થયા અવિચારી,
શુભ કામ, કરો ધરી હામ;
સુખી સહુ ઠામ, લહો સુવિચારો,
જડશે ભવસાગર આરો. મદમસ્ત૦ ૧

રાખો ઇરશા ન જરાયે,
ઇરશાથિ નિકંદન જાયે;
અપ કીર્તિ સહુ જન ગાયે,
કહું વાત, સુણોને ભ્રાત;
બનો રળિઆત, તજો કુવિકારો,
જડશે ભવસાગર આરો. મદમસ્ત૦ ૨

ઝટ છોડિ અનીતી ચાલો,
જેથી બહુ સુખમાં માલો;
અવગુણ સરવેને ટાળો,
તજો કૂવેણ, બહુ દુખ દેણ.
કહું આ કેણ, સહુ ઊરધારો,
જડશે ભવસાગર આરો. મદમસ્ત૦ ૩

આળસ નીંદ્રાને ત્યાગી,
નીરખો જન સરવે જાગી;

ચો, તરફ લાય તો લાગી,
રે યાર, કરી વીચાર;
કરો નહીં વાર, આગને ઠારો,
જડશે ભવસાગર આરો. મદમસ્ત૦ ૪

અજ્ઞાન આગ ઓલાશે,
સદ્જ્ઞાન પ્રાપ્ત જો થાશે;
અભિમાન અતી દુરનાસે,
મન માંય, શાંન્તિ તો થાય;
પિડા સહુ જાય, કદી નવ હારો,
જડશે ભવસાગર આરો. મદમસ્ત૦ ૫

તન ધન યૌવન તો જાશે,
કાયા ફુલ સમ કરમાશે;
પાછળ પસ્તાવો થાશે,
ધરી ભાન, ડરો નાદાન;
તજો ગુમાન, ગ્રહો શુભ ધારો,
જડશે ભવસાગર આરો. મદમસ્ત૦ ૬

જર જમીન જોરૂં તારાં,
સંતાપ અતી કરનારાં;
આખર તો દૂર થનારાં,
કરો વીચાર, નહીં તો ખ્વાર;
થશો નર નાર, તજો તકરારો,
જડશે ભવસાગર આરો. મદમસ્તક૦ ૭

દિન વ્યર્થ સર્વ ગુમાવ્યા,
રસનાથિ પ્રભુ નવ ગાયા;
કરી પાપ મેળવી માયા,
રે ભીર, ધરોને શૂર;

અહો ભરપૂર હૃદય સુવિચારો,
જડશો ભવસાગર આરો. મદમસ્ત૦ ૮

અગણિત તુજ માલ ખજાનો,
આખર માટી સમ જાણો;
અભિમાન ન તેનું આણો,
બધ સુગૂણ, કરોને પૂણ્ય;
નહીં તો શૂન્ય, અરે મન ધારો,
જડશો ભવસાગર આરો. મદમસ્ત૦ ૯

માયા મોહીત કરનારી,
આખરમાં દૂર થનારી;
સમજો મન નરને નારી,
ધરીને ધ્યાન, ભજો ભગવાન;
તજો અભિમાન, કુબુદ્ધિ વિસારો,
જડશો ભવસાગર આરો. મદમસ્ત૦ ૧૦

જગદીશ્વરઃ રાજી થાશે,
જો પ્રેમ થકી ગુણ ગાશે.
ત્રિવિધી દુખ નાશી જાશે,
ધરિ પ્યાર, દુખો હરનાર,
પ્રભુ સંભાર, મમતને મારો;
જડશો ભવસાગર આરો મદમસ્ત૦ ૧૧

જ્યમ રેલ સરીતા માંહે.
ત્યમ આયુશ ચાલ્યુ જાયે,
અટકે નહીં કોટિ ઉપાયે;
ખરી વાત, કહું મમ ભ્રાત,
ભજો જગતાત, પ્રિતી ઉરધારો;
જડશો ભવસાગર આરો. મદમસ્ત. ૧૨

કૂસંપ ક્લેશને કાપો,
દુખ રૂપ તજોને પાપો;
કેશવ કે સૂખ અમાપો,
મન માન, ધરી લે ગ્યાન;
થશે નીદાન, સફળ જનમારો,
જડશે ભવસાગર આરો. મદસ્ત૦ ૧૩

## જ્ઞાનોદય કક્કો.

---

### શાર્દુલ વીક્રીડિત છંદ.

કક્કા ક્લેશ તજ્યો નહી સ્વજનમાં,
સુસંપ રાખ્યો નહીં;
છોડી આળસ ના કીધી મુખ થકી,
ભકતી પ્રભૂની કદી;
પામ્યો દેહ મનુષ્યનો નવ ભજ્યા,
પ્રીતેં પરીબ્રહ્મને;
કીધાં ના કરતવ્ય મૂરખ કદી,
છોડી અભીમાનને. ૧

ખખ્ખા ખાણુ ખણી અતીશય બુરી,
નીઠૂર કામો તણી;
અજ્ઞાની અહમેવ મત્સર વિષે,
રાખી પ્રિતી તેં ઘણી;
દીધાં દુઃખ ગરીબને ક્રુર બની,
છોડી દયાને પરી;
ના કીધાં પરમાર્થ તેં જગતમાં,
પ્રીતી અતીશે ધરી. ૨

ગગ્ગા ગાયન નૃત્ય કંચનિ તણું,
નીખે અતી પ્રીત્તથી;
ના ગાયા ગુણ પ્રેમથી પ્રભુ તણા,
એકાગ્ર તેં ચીત્તથી;
આ સંસાર અસાર છે સમજીને,
ના ભક્તિ મૂખે કરી;
મોયો મુંઢ અપાર તું વિષયમાં,
શીક્ષા ઉરે ના ધરી. ૩

ધધ્ધા ધાટ ધડયા બુરા મન વિષે,
પાપીષ્ટ કૃત્યો તણા;
ના લાવ્યો દિન ઉપરે કદિ દયા,
સંકષ્ટ દીધાં ઘણાં;
ચોરી લાંચ જૂગારમા નિશદિને,
પ્રીતી ધરી તું ફર્યો;
જ્યાં થાયે જગદીશનું સ્મરણ ત્યાં,
હોશે નહી સંચર્યો. ૪

ચચ્ચા ચાલ નઠારિને પરહરી,
સ્નેહે સુનીતી ગ્રહો;
છોડીને કુમતી સદા હૃદયમાં,
સારી મતીને લહો;
પ્રીતેથી સુવિચાર અંતર કરી,
કૃત્યો નઠારાં તજો;
વાણી વીમળ મૂખથી વદિ અને,
પ્રીતેં પ્રભૂને ભજો. ૫

છછ્છા તું છટકેલ થૈ કયમ ફરે,
કુકીર્તી વેરી સદા;

ભુંડી હાલતથી ભવાબ્ધિ મહીં તું,
ભારે સહે આપદા;
બુરી ધાનતથી અરે જન તમે,
દુઃખી અતીશે થશો;
વીશ્વાધાર તણી થશે અવકૃપા,
નરકે અરેરે જશો. ૬

જજ્જા જાણુ જરૂર આ જગતમાં,
કોઈ ન રેનાર છે;
જે જાયું સરવે ગણો પલકમાં,
નીશ્ચેજ જાનાર છે;
તે માટે સરવે જનો સમજીને,
વીશ્વેશને સૌ ભજો;
આ સંસાર તણા બુરા મતલબો,
શીક્ષા સુણીને તજો. ૭

ટટ્ટા ટાળ ઉપાધિ આ જગતની,
રાખી અતી ધૈર્યતા;
હોંશેથી પરમાર્થ કામ કરવા,
આણોજ ઔદાર્યતા;
થાશે ઔ પરમાર્થથી પ્રભુ ખુશી,
જેથી ભિતી સૌ ટળે;
આ સંસાર અસારથી છુટી અને,
સધે સુમુક્તી મળે. ૮

ઠઠ્ઠા ઠાઠ અપાર આ જગતમાં,
તે કોઇ નીશ્ચલ નથી;
માંધાતા સરખા નૃપો પણ અરે,
તે સર્વ મુવા મથી;

આજેને નજરે જુઓ નહીં મળે,
કાલે થશે નાશરે;
ઓચીંતા ઝડપી જશે યમ દુતો,
નાખી ગળે પાસરે. ૯

ડહ્યા ડાટ વળી જશે ઘડિકમાં,
જે દ્રષ્ટીએ દેખતું;
સાચું નામ પ્રભૂ તણું અવનિમાં,
રે માનવી લેખતું;
છોડી સર્વ પ્રપંચ નીર્મળ મને,
ભકતી કરો ભાવથી;
એ શીવાય ન મોક્ષ મારગ અરે,
બીજો કશો એ નથી. ૧૦

ઢહ્યો ઢોર હરાયું તો જ્યમ ફરે,
તેવી ગતી તાહરી;
જો તું સંગ કરીશ સૂગુરૂ તણો,
જલદી જશે તો તરી;
વીચારી શિખ આ રૂડી મન વિષે,
છોડો અવિદ્યા પરી;
ત્યાગીને વ્યભિચારથી દુર રહો,
જેથી રહોને ઠરી. ૧૧

તત્તા તું તરવા ભવાબ્ધિ જલદી,
શોધી લહે જ્ઞાનને;
જો તું જ્ઞાન વિસારિને ફરિશ તો,
ખોઇશ સન્માનને;
પામીને અપકીર્તિ તું જગતમાં,
ભુંડી રિતેથી ફરે;

સૃષ્ટીના કરનારની મન વિષે,
ના બીક લેશો ધરે. ૧૨

થથ્થા થા સદગૂણિ તું અનુદિને,
થા સત્યવાદી સદા;
વાણી સત્ય વદીશ તો નવ અરે,
દૂખી થશે તું કદા;
લક્ષ્મિનો મદ છોડિને રટણ તું,
પ્રીતે પ્રભુનું કરી;
આ સંસાર તણી ઉપાધિ સરવે,
જલ્દી કરી દે પરી. ૧૩

દદ્દા દારૂણ દુખ આ ભવ વિષે,
ના કોઇ સૂખિ દિસે;
સંતોષી બનિ વિશ્વનાથ ભજશો,
સૂખી ભુમીને વિષે;
થાશો જે નવ લુબ્ધ આ જગતમાં,
તેને શુરા જાણજ્યો;
પામીને સદકીર્તિ આ જગતમાં,
સ્વર્ગે જશો માનજ્યો. ૧૪

ધધ્ધા ધ્યાન ધરી સ્મરો જગપતી,
છે શ્રેષ્ટ એ કામ રે;
બીજું સાધન તો નહીં જગતમાં,
શોધી વળો ઠામ રે;
માયા મોહનિ રૂપ મોહિત કરે,
તૃષ્ણા વધે છે ઘણી;
તૃષ્ણાથી મન પાપ કર્મ કરવા,
દોડે મતી તે ભણી. ૧૫

નન્ના નાશ થનાર છે સરવકો,
જેણે ધર્યું નામરે;
જે ફૂટુંખ વિશે હતા જન બહુ,
ખાલી પડયાં ઠામરે;
એવાં દૂખ ભરેલ તો નજરથી,
દેખી બનાવો અતી;
ના રાખે ડર ચીત્તમાં પ્રભુ તણો,
તેની ફરી છે મતી. ૧૬

પપ્પા પાન ખરી પડે તરૂ તણાં,
પાછાં ન સંધાયરે;
છોડી આ ભવ વૃક્ષ ને વહિ ગયા,
કૌ રંક ને રાયરે;
નીશાની નવ તેહની નજરમાં,
પાછી કદી ના મળે;
વિશ્વાધાર તણી અનૂપમ કૃતી,
કોઇ જનો ના કળે. ૧૭

ફ ફફા ફોગટ ફંદ શું રચિ અને,
બાજી રચે છે બુરી;
બોલે મીષ્ટ પરંતુ પાપિ ચિતમાં,
રાખે અરે તું છુરી;
વિશ્વાધાર તણો નહીં ડર તને,
અત્યંત ગૂમાન છે;
પસ્તાશે મનમાં પછી પુરણ તું,
રે મૂર્ખ નાદાન છે. ૧૮

બબ્બા તું બનિ બાયલો ભટકમાં,
માની તુ શિક્ષા ખરી;

આ શિક્ષા શ્રવણે સુણી કર સદા,
પૂર્ષાર્થ પ્રીતી ધરી;
નાદાની તજી પ્રેમથી પ્રભુ ભજી,
છોડી અભીમાન તૂં;
છોડીને વળિ ક્રોધ શોધ કરને,
મુક્તી તણો માર્ગ તૂં. ૧૯

ભભ્ભા ભ્રાંતિ સહૂ અરે તજી અને,
લે નામ વિશ્વેશનૂં;
લાગે સૂખ રસીક આ જગતનાં,
છે મૂળ એ ક્લેશનૂં;
જાણી લે સ્વપ્ના સમાન સરવે,
છે નાશ થાનાર રે;
ગંદી દેહ ગણી અને કર નહીં,
તું ગારવો યારરે. ૨૦

મમ્મા માન ખરેખરૂં મન વિષે,
સાચું પ્રભૂ નામ તૂં;
બીજાં કોટિ પ્રયત્ન તું કર ભલે,
તેથી ન વિરામ તૂં;
છે ખોટા સહુ ખેલ આ ખલકના,
લોભીષ્ટ ના થા જરી;
લાખો તું લઘુતા ધરે હૃદયમાં,
જાવું જરૂરે મરી. ૨૧

યય્યા તું યમદૂતનો ડર ધરી,
પાપો તજી ચાલ તૂં;
અંતઃકર્ણ કરી સદા વિમળને,
મેલો સહૂ ટાળ તૂં;

પામ્યો દેહ મનૂષ્યને બહુ રૂડો,
તે વ્યર્થ ચાલ્યો જશે;
માટે તું કરતવ્ય આ કરિશ તો,
સારી ગતી પામશે. ૨૨

રરરા રાખ નહીં જરી કપટ તું,
છે પાપ મોટું બહૂ;
થાશે આ કપટે કરી તુજ તણી,
રે ફોક ઇચ્છા સહૂ;
ઇચ્છો સારૂં સર્વનું મન વિષે,
સારૂં તમારૂં થશે;
જો બૂરૂં મનમાં કદી અવરનું,
ઈચ્છે સુખો વામશે. ૨૩

લલ્લા લાય અપાર તું નિરખને,
લાગી ઘણા જોરથી;
છે અજ્ઞાન તણી પ્રદીપ્ત અગની,
ઠંડી પડે ના રતી;
રેડો વારિ સુજ્ઞાનનું અગનિમાં,
શાંન્તી અતિ તો મળે;
પામો મોક્ષ કૃપા કરે સદગુરૂ,
તો તો ઉપાધી ટળે. ૨૪

વવ્વા વાંચ્છિત મીષ્ટ અમૃત ફળો,
સુજ્ઞાનથી પામશો,
આ સંસાર અસારનાં દુખ સહૂ,
સહે તમે વામશો;
માયા મોહ થકી ભરેલ સરવે,
જૂવો ભવાબ્ધિ તમે;

નીવાંધને શુભ નાવ તરવા,
ભક્તિ તણું આ સમે. ૨૫

શસ્શા શાંન્તિ અપાર તો ઝટ મળે,
જો કૃત્ય સારાં કરો;
ચોરી લાંચ જુગારને તજી અને,
સૂમાર્ગમાં સંચરો;
સૂસંગે ફરિને બહુ સુખિ બનો,
આનંદિ થાઓ અતી;
પામો લેશ ન કષ્ટ આ જગતમાં,
રાખો અતીશે ધૃતી. ૨૬

સરસા સાર ગ્રહો કરી મનનને,
વીધા ભણો ભાવથી;
વીધાથી સદજ્ઞાન પ્રાપ્ત કરવા,
આવે મતી સન્મતી;
સારા સાર વિચાર અંતર કરી,
ત્યાગો બુરાઇ અરે;
રાખો ગૂણ ક્ષમા તણો મન વિષે,
નાસે પરીતાપરે. ૨૭

હહહા હાજર છે સહૂ સ્થળ વિષે,
બ્રહ્માંડ કેરો પતિ;
વિશ્વાધાર તણી અનૂપમ લિક્ષા,
આશ્ચર્ય કારી કવી;
એવા દીન દયાળની નિશદિને,
સ્તૂતી મુખે જો કરો;
કે છે કેશવ સેજથી સહુ જનો,
સંસાર સીંધૂ તરો. ૨૮

# દુર્જન પરિક્ષા બોંહતેરી.

## દોહરા.

કર્મ કરે મોઠાં અતી, નહીં પુન્ય પર પ્યાર;
જૂઠ સદા મુખથી, વદે તે દુરજન નિરધાર. ૧

પરધન હરવાને કરે, સદા પ્રયત્ન અપાર;
ઢોંગ કરી સહુને ઠગે, તે દુરજન નિરધાર. ૨

પરસુખ દેખીને કરે, મનમાં પુરણ ખાર.
પરદુખ નિરખી ખુશ બને, તે દુરજન નિરધાર. ૩

સ્વારથ સરવા માટ જે, કરે કપટ આચાર;
પ્રીત નહીં પરમાર્થમાં, તે દુરજન નિરધાર. ૪

જ્ઞાન હીણુ નાદાન જે, ગર્વ ધરેજ ગમાર;
વિનય નહીં દીલમાં દિસે- તે દુરજન નિરધાર. ૫

હલકા શબ્દ મુખથી વદે, નહીં વિવેક લગાર;
તૂચ્છ ગણે છે સર્વને, તે દુરજન નિરધાર. ૬

નહીં લક્ષ શુભ કામમાં, રીષ્ટ કૃત્ય કરનાર;
ડરે નહીં જગદીશથી, તે દુરજન નિરધાર. ૭

ગૂણ ઉપર અવગુણ કરે, દગલબાજ સરદાર;
શભ ન ઇચ્છે કોઇનું, તે દુરજન નિરધાર. ૮

વિષય તણી વાતો અતી, સૂણે થઇ હુશિઆર;
પ્રભુ ભજન પર પ્યાર નહીં, તે દુરજન નિરધાર. ૯

સંપ ન સાથે કોઇની, કુસંપ ઠારો ઠાર;
ઇર્ષા છે દિલમાં અતી, તે દુરજન નિરધાર. ૧૦

પર નીંદા કરવા વિષે, પૂરણ રાખે પ્યાર;
પરદ્રોહી જન જેહ છે, તે દુરજન નિરધાર. ૧૧

પરનારીની સંગતે, ઇચ્છે રમવા જાર;
મનમાં શર્મ નહીં ધરે, તે દુરજન નિરધાર. ૧૨

વીશ્વાસે વળગાડિને, પછી કરે સંહાર;
લેશ દયા દિલમાં નહીં તે દુરજન નિરધાર. ૧૩

કરે નહીં અંતર વિષે, સારા સાર વિચાર;
વગર વિચાર્યું જે વદે, તે દુરજન નિધાર. ૧૪

કરવા બુરૂં પારકું, સદા રહે તૈયાર;
રેમ નહીં દિલમાં જરા, તે દુરજન નિરધાર. ૧૫

મોહીત થઇ માયા વિષે, કુકડ થઇ ફરનાર;
નીષ્ઠુર વ્યસનો જે કરે, તે દુરજન નિરધાર. ૧૬

ક્લેશ વિષેશ કુટંબમાં, કરવા ઇન્તેજાર;
સ્નેહ ન રાખે કોઇથી, તે દુરજન નિરધાર. ૧૭

આળસમાં લપટાઇને, કરે ન ઉદ્યમ સાર;
ભીક્ષા વૃત્તી અતી ગમે, તે દુરજન નિરધાર. ૧૮

કન્યા વીક્રય ઉપરે, રાખે ઘર આધાર;
બુઢ્ઢાને દે બાળકી, તે દુરજન નિરધાર. ૧૯

પુછે કોઇ સલ્લાહતો, અવળી શિખ દેનાર;
ભોળા જનને ભોળવે, તે દુરજન નિરધાર. ૨૦

લઇને નવ દેવા તણો, રાખે છે વ્હેવાર;
પ્રપંચથી ધન મેળવે, તે દુરજન નિરધાર. ૨૧

પરનું ધન ખરચાવવા, દિલમાં મસ ઉદાર;
કૃપણ બને નિજ ધન વિશે, તે દુરજન નિરધાર. ૨૨

ધર્મ કૃત્ય વીષે કદી, પગલું નવ ભરનાર;
કુકર્મ કરવા સંચરે, તે દુરજન નિરધાર. ૨૩

જેના અંતઃકર્ણમાં, છે અતિ દુષ્ટ વિકાર;
કપટી જેનું હૃદય છે, તે દુરજન નિરધાર. ૨૪

પડતા જન ઊપર કરે, પાટુ તણો પ્રહાર;
નવ આશ્રય દે કોઇને, તે દુરજન નિરધાર. ૨૫

ચાલે સીધ્ધો બેલ પણ, ખોસે તેને આર;
રેમ નહીં અંતર વિષે, તે દુરજન નિરધાર. ૨૬

અન્ન પરાયું પેખીને, પ્રાશન કરે અપાર;
પૂરણ પીડાયે પછી, તે દુરજન નિરધાર. ૨૭

ક્રોધી વદન સદા દિસે, નહીં કોઇપર પ્યાર;
વદતાં વાત લડી પડે, તે દુરજન નિરધાર. ૨૮

મળવાને પરનારને, તાકે વારં વારઃ
નમે નહીં સત પુરૂષને, તે દુરજન નિરધારૈ. ૨૯

દેખી સજ્જન મંડળી, સદ ગણે પોબાર;
ઊભો નવરે' અધ ઘડી, તે દુરજન નિરધાર. ૩૦

હોંશ ધરીને આદરે, ચોરી લાંચ જુગાર;
સદવિદ્યા શીખે નહીં, તે દુરજન નિરધાર. ૩૧

સ્વદેશિનું દુખ દેખિને, ખેદ ધરે ન લગાર;
ઉલટો બૈ ખુશ થાયછે, તે દુરજન નિરધાર. ૩૨

હોય તવંગર તે છતાં, કૃપણ બને હદપાર;
પઇ નવ દે પરમાર્થમાં, તે દુરજન નિરધાર. ૩૩

સદભાષણ થાયે તંહી, થંભે નવ પલવાર;
પ્રીતે મુજરો સાંભળે, તે દુરજન નિરધાર. ૩૪

રંડીબાજીમાં પડી, થાયે પુરણ ખ્વાર;
હિત શીક્ષા નવ સાંભળે, તે દુરજન નિરધાર. ૩૫

શાંન્ત બેસવાને સ્થળે, કરે ખૂબ પોકાર;
મર્યાદા મુકી દિયે, તે દુરજન નિરધાર. ૩૬

નવ વદવાના વાક્ય તે, બકતો જાય બજાર;
સૌકોની ચાડી કરે તે દુરજન નિરધાર. ૩૭

વિદ્યાવાન જનો તણો, જેહ કરે ધીક્કાર;
અજ્ઞાનીને માન દે, તે દુરજન નિરધાર. ૩૮

પર સાથે ટંટા કરી, જેહ ચડે સરકાર;
ખૂવે ધનને આબરૂ, તે દુરજન નિરધાર, ૩૯

વૈર વાળવા માટ જે, પર ઘર દે અંગાર;
બાળી ભષ્મ બનાવિ દે, તે દુરજન નિરધાર. ૪૦

કરી અધર્મ અપારને પામે બૌ ફિટકાર;
જપે નહીં જગનાથને, તે દુરજન નિરધાર. ૪૧

બાળ લગ્નની રિત છે, સરવે હીત હણનાર;
જાણે પણ પ્રીતેં કરે, તે દુરજન નિરધાર. ૪૨

ઠગવા જનને આદરે, ક્રિમિઆ તણો પ્રકાર;
છિનવી લે ધન છેતરી, તે દુરજન નિરધાર. ૪૩

હરવા પ્રાણ બિજા તણો, આપે સોમલખાર;
હત્યા એવી જે કરે, તે દુરજન નિરધાર. ૪૪

બ્રાહ્મણ થઇ નિજ ગ્રહ વિષે, નચવે ગુણિકા નાર;
જોવા તેડે યવનને, તે દુરજન નિરધાર. ૪૫

અગની ઓઘામાં મુકી, બાળે ધાંસ ને ચાર;
ઊંદર કર્મ જન જે કરે તે દુરજન નિરધાર. ૪૬

ઘરમાં હોય ભરેલ બૌ, કણ કેરા કોઠાર;
પણ ક્ષિનને મૂઠિ ન દે, તે દુરજન નિરધાર. ૪૭

સદ ગુણ મુદ્દલ લે નહીં, દુરગુણનો ભંડાર;
દુર્ભાષણ જ્યાં ત્યાં કરે, તે દુરજન નિરધાર. ૪૮

ઉન્મત થઇને કોઇની, નવ રાખે દરકાર;
અકકડ થઇને આથડે, તે દુરજન નિરધાર. ૪૯

વણ કામે અનુદીન જે, ભટકે છે પર દ્વાર;
માન વિના બેસે જઇ, તે દુરજન નિરધાર. ૫૦

કપટ થકી વસુ પામવા, સજે ઉપાય હજાર;
લોભ વિષેશ કરે સદા, તે દુરજન નિરધાર. ૫૧

વીશ્વાસૂને ભોળવી, વેચાવે ઘર બાર;
કારજ કરવા શીખ દે, તે દુરજન નિરધાર. ૫૨

પરણે ચેલાં પ્રીતથી, સદગુણવંતી નાર;
વિના વાંક તેને તજે, તે દુરજન નિરધાર. ૫૩

વચન થકી બંધાઇને, તોડે પછી કરાર;
વ્યર્થ ગુમાવે વચન જે, તે દુરજન નિરધાર. ૫૪

સાહ્ય સદા કરનારનો, નવ માને ઉપકાર;
પણ અપયશ આપે અતી, તે દુરજન નિરધાર. ૫૫

ઊધમ વિણ ધન પામવા, ઇચ્છે મન મોઝાર;
લાજ તણી લાલચ નહીં, તે દુરજન નિરધાર. ૫૬

વાત ગમે વ્યભિચારની, ન ગમે વાત શ્રીકાર;
નવરો થઇ નીંદા કરે, તે દુરજન નિરધાર. ૫૭

મીથ્યા વાદ કર્યા વિષે, નવ પાછો હઠનાર;
મમત તજે નવ મુંઢજે, તે દુરજન નિરધાર. ૫૮

સૂરીતીને દે તજી, કરે કુરીત પસાર;
સ્વદેશનું બુરૂં ચહે, તે દુરજન નિરધાર ૫૯

ભુંડા વાક્યો ભાવથી, વદે કરી વીસ્તાર;
હુંકારા વીણુ ઊચરે, તે દુરજન નિરધાર. ૬૦

ખાય કસમ તદ્દન જુઠા, મુખથી સદા અપાર;
ખોટી સાહેદી પુરે, તે દુરજન નિરધાર. ૬૧

સમજે નવ અંતર વિષે, સાર અસાર વિચાર;
નવ ત્રણમાં નવ તેરમાં, તે દુરજન નિરધાર. ૬૨

વેઠ કરાવી દિન કને, પૂરો દે ન પગાર;
ખાય નીંસાસા ગરીબના, તે દુરજન નિરધાર. ૬૩

છકેલ થઇ રાખે નહીં, કોઇ તણી પરવાર;
મનમાં જાણે હુંજ છું, તે દુરજન નિરધાર. ૬૪

દાન ગરીબને આપવા, મૂખ વદે નાકાર;
ખરચે નાટક નાચમાં, તે દુરજન નિરધાર. ૬૫

માત પિતાનો ક્રોધથી, પરી ત્યાગ કરનાર;
કુપાત્ર એવા હોય જે, તે દુરજન નિરધાર. ૬૬

સદગુરની શેવા કરી, આપે નવ સતકાર;
હિણુ ભાગી એવા હશે, તે દુરજન નિરધાર. ૬૭

દુકાનદાર બની અને, ચલવે છે વેપાર;
કમતી રાખે કાટલાં, તે દુરજન નિરધાર. ૬૮

વસે નીચના સંગમાં, તજી કુટંબ પરિવાર;
બનતી કો સાથે નહીં, તે દુરજન નિરધાર. ૬૯

પ્રભુનું સ્મર્ણ ચુકી અને, વિષય વિષે ગુલજાર;
નહીં દીલમાં સભ્યતા તે દુરજન નિરધાર. ૭૦

નીષ્ઠુર કર્મો આદરી, અફળ કરે અવતાર;
અપકીર્તી પામે અતી, તે દુરજન નિરધાર. ૭૧

જન્મ ધરીને જે ગ્રહે, પાપ તણો શિર ભાર;
કેશવ કે માનો તમે, તે દુરજન નિરધાર. ૭૨

## મુઓ એ મખ્ખી ચુસ.

### દોહરા.

પરમારથ કરવા કદી, ખરચે નહીં ફલુસ;
અન્ન ખાય નવ ઉદર ભરિ, મુઓ એ મખ્ખી ચૂસ. ૧

સારૂં વસ્ત્ર તન ઊપરે, પેરે નહીં કંજૂસ;
રળે પરંતુ ન વાપરે, મુઓ એ મખ્ખી ચૂસ. ૨

જ્ઞાન હીણુ ગર્વીષ્ટ થઇ, ગણે સરવને તુચ્છ;
લઇને પાછુ દે નહીં, મૂઓ એ મખ્ખી ચૂસ. ૩

નિશદિન લોભ કરે અતી, નવ રાખે સંતૂષ;
હાય ઓય મૂખે કરે, મૂઓ એ મખ્ખી ચૂસ. ૪

દમડી સાટ ચમડી દઇ; થાય કૃપણ અતિ ખૂશ;
દયા દાન પર પ્રિત નહીં, મુઓ એ મખ્ખી ચૂસ. ૫

પરોપકારે પાઇ પણ, દે નહીં દુષ્ટ મનૂષ;
દગો કરી પૈસા ગ્રહે, મુઓ એ મખ્ખી ચૂસ. ૬

કપટ થકી વસ્તુ પામવા, સદા કરે પડપૂછ;
ધમતળમાં ધાંધો ફરે, મુઓ એ મખ્ખી ચૂસ. ૭

ભલું કોઇનું દેખિને, રહે સદા નાખૂશ;
પૈસા માટે પ્રાણ દે, મુઓ એ મખ્ખી ચૂસ. ૮

લાંચ રૂશ્વથી વસ્તુ ગ્રહી, મરડે મુરખ મુંછ:
ખાય નહીં ખરચે નહીં, મુઓ એ મખ્ખી ચૂસ. ૯

કસર કરે સજી કૃપણતા, જવા ન દે કદિ કૂશ;
મોજ શોખ માણે નહીં, મુઓ એ મખ્ખી ચૂસ ૧૦

દેશાટણ કરવા વસુ, ખરચે નવ બનિ ખૂશ;
જીવી નવ જૂવે નવું, મુઓ એ મખ્ખી ચૂસ. ૧૧
આંખ મિચી ધન મેળવે, ઠાંસી ભરે મજૂસ;
રે ધિકિક જીવતર ધનને, મુઓ એ મખ્ખી ચૂસ. ૧૨
કાં રાજા દંડે કદી, લુંટે ચોર ખસૂસ;
રહે મુખ વીકાશીને, મુઓ એ મખ્ખી ચૂસ. ૧૩
કાં અગ્નિથી સરવ ધન, ભષ્મ બને અચબૂચ;
રડી કુટી ત્યારેં રહે, મુઓ એ મખ્ખી ચૂસ. ૧૪
ભાર રૂપ ભુતળ પરે, છે જે કૃપણ પુરૂષ;
કેશર કે' જન જાણજો, મુઓ એ મખ્ખી ચૂસ. ૧૫

---

## સંપ વિષે.

### શાર્દુલ વિક્રિડિત છંદ.

સુસંપે સુખ છે અતી જગતમાં, માનો મનૂષ્યો સહૂ;
સંપેથી કિરતી અપાર મળશે, સુશાંન્તિ પામો બહૂ;
કલેશો નાશ થશે કુટંબિ જનમાં, પ્રીતી અતી જામશે;
વિશ્વાધાર કૃપા સદા કરિ અને, સંકષ્ટ વીદારશે. ૧

### ઇંદ્રવિજય છંદ.

સંપથી સુખ અપાર મળે સહુ,
સંકટ સધ નિકંદન થાશે;
સંપથિ કીર્તિ અથાગ થશે જન,
કિર્તી થકી ગુણ ગાન ગવાશે;
સંપથિ લક્ષ્મિનિ થાય વૃધી અતી,
કષ્ટીત દારિદ્રતા દુર જાશે;
સંપથિ ક્લેશ ન લેશ રહે કદિ,
શોક જઇ સુખશાંન્તિ પમાશે; ૧

સંપથિ સ્નેહ રહે સહુ સાથ,
અહોનિશ સંપ અતી સુખકારીઃ
સંપથિ પુર્ણુ કૃપા કરિ ઇશ્વર,
શાંન્તિ દિએ ભય સર્વ વિદારી;
ખૂબ મલે શુભ માન સુસંપથિ,
રે સમજો મમ ભ્રાત વિચારી;
પુર્ણ પ્રીતી ધરિ ઊર વિષે સહુ,
બંધુ સુણો શિખ આ હિતકારી. ૨

સંપ જમાવ કરો સરવે અતિ,
પ્રેમ ધરી શિખ ઊર ધરોને;
ખૂબ ઉંમંગ ધરી સરવે સ્થળ,
સંપ ગ્રહી મમ ભ્રાત ફરોને;
સંપ વિના નહિ સુખ મલે જન,
એમ વિચાર સદૈવ કરોને;
સંપ અનૂદિન રાખિ અતીશય,
હોય કુસંપ વિનાશ કરોને. ૩

થાય કુસંપથિ કલેશ અતી જન,
સારિ મતી જલદી દુર જાશે;
સ્નેહિ કુટંબિનિ સાથ કુસંપથિ,
યાર અપાર વિરોધજ થાશે;
માન ઘટી અપમાન થશે અતી,
સૌ સ્થળમાં દુખ ખુબ પમાશે;
રે સુવિચાર કરો નિશદીન,
કુસંપનિ અંદર સંકટ ભાસે. ૪

થાય કુસંપથિ સન્મતિ હીણુ,
થશે કુળ ક્ષીણુ અહોનિશ ભાઇ;
શું કહુ વાત કુસંપનિ બંધુ,
કુસંપ અતીશય છે દુખ દાઇ;
કૈંક કુસંપથિ દુખિ થયા કરિ,
સ્નેહિન સાથ અપાર લડાઇ;
કૈક કુસંપથિ રાજ તજી વન,
માંહિ મુવા અતિશેં ભટકાઇ. ૫

પાંડવ કૈરવના કુળનો થઇ,
નાશ મળ્યું સરવે ધુળ ધાણી;
તે તણુ કારણુ મૂળ કુસંપ,
કુસંપ અતીશય છે દુખ ખાણી;
કૈક મુવા ભટકાઇ કુસંપથિ,
તેહ તણી ન જણાય નિશાની;
થાકિ રહુ વદતાં વદતાં અતી,
ક્રૂર કુસંપ તણી મુખ કાણી. ૬

સંપ તજ્યાથિ થશે પડતી,
નિજ દેશ તણી જન નિશ્ચય ધારો;
ક્લેશ અપાર કુટંબનિ અંદર,
થાય કુસંપથિ એમ વિચારો;
ભ્રાત કુસંપ તજો પ્રિત લાવિ,
થશે ચડતો દિન સઘ તમારો;
પ્રેમ ધરી પ્રિય બંધુ તમે શિખ,
આ ઝટ અંતર માંહિ ઉતારો. ૭

આ શિખ હીત તણી સુણિને,
સરવે જન સઘ કુસંપ વિદારો;

જે થકિ પુર્ણ થશે ચડતી સ્થિતિ,
એમ સહૂ મન માંહિ વિચારો;
શાંન્તિ થશે સહુ શોક જશે,
કરવાથિ સુસંપ અરે ઉર ધારો;
કેશવકે' ધરિ હોંશ અપાર,
સુસંપ ગ્રહી જન લાજ વધારો. ૯

---

## વ્યભીચાર તજવા વિશે.

### કુંડળિઆ છંદ.

છોડો પ્રીત પરનારની, કરી મનમાં વીચાર,
પરનારીની પ્રીતને, જાણો જન દુખકાર.
જાણો જન દુખકાર, પ્રીત પરનારી કેરી,
પરનારીની પ્રીત, જાણજો જન સઉ ઝેરી.
સત્ય વચન હું વદું, દુખ એમાં છે કોડો,
કરિ મનમાં વિચાર, પ્રીત પરનારી છોડો. ૧

રેશે પરવશ પ્રાણતો, ચેન પડે ન લગાર,
પરનારીની પ્રીતથી, દિલમાં શોક અપાર.
દિલમાં શોક અપાર, સુખનો નાશજ થાયે,
વધે કલેશ કંકાશ, સુયશ સૌ નાશી જાયે.
કેશવ મુખથી વદે, સહુ વ્યભીચારી કે'શે,
દુખ અતીશય થાય, પ્રાણ તો પરવશ રે'શે. ૨

જાશે જ્ઞાનજ સદગુણો, કિરતી ઘટશે ખાસ,
પરનારીની પ્રીતથી, ચીત્ત રહેજ ઉદાશ;
ચીત્ત રહેજ ઉદાસ, નાશ થાયે સદનીતી,
પરમ વધે પરિતાપ, એવિ પરનારી પ્રીતી.

સત્ય વચન હું કહું, દામ તેથી બહુ ધાસે,
અતિ વધે કુવિચાર, સદગુણો જ્ઞાનજ જાશે. ૩

થાયે નીંદા વીશ્વમાં, વ્યભીચારથી જાણુ,
નાશ થશે સદબુદ્ધિનો, વ્યભીચાર દુખખાણ.
વ્યભીચાર દુખ્ખખાણુ, કામ અવળાંજ કરાવે,
જાય સુવસ સનમાન, નામ નઠારૂં ધરાવે.
કેશવ મુખથી વદે, દુષ્ટ વ્યભિચાર મનાયે,
કરે ન કોઇ વીશ્વાસ, વીશ્વમાં નીંદા થાયે. ૪

જાશે વકકર તેહનો વળિ અપમાન પમાય,
કોઇ દિવસ વ્યભિચારથી, જીવનું જોખમ થાય.
જીવનું જોખમ થાય, અને પરમેશ્વર કોપે,
પામે કષ્ટ અપાર, લાજ સહુ જન લોપે.
કેશવ મુખથી વદે, અંગબળને ધન નાસે,
કરશે જે વ્યભિચાર, તેહનો વકકર જાશે. ૫

## દોહરા તોટક.

પરનારીની પ્રીતથી, નિશદિન રેશે દુખ,
શોક સદા દિલમાં થશે, સ્વપનામાં નવ સુખ. ૧

સ્વપનાનિ વિશે પણ સુખ નહીં
નિશદીન રહે દુખમાંજ સહી. ૨

તન કૌવત તે સહુ નાશ કરે,
યશ દોલતને સુખ સર્વ હરે. ૩

યશ દોલત સુખ તે હરે, શોક સદા કરનાર,
દુષ્ટમતી કરનાર તે, સદ બુદ્ધિ હરનાર. ૪

સદ બુદ્ધિ તણી હરનારજ છે,
નિશદીન દુખો કરનારજ છે. ૫

તન તેજ અને વળિ જ્ઞાન મટે,
અવગુણ વધે સદગુણ ઘટે. ૬

વધશે અવગુણ તે થકી. થાશે સદગુણ નાશ,
પરનારીની પ્રીતથી, રહે દીલ ઉદાશ. ૭

દિલ રે'જ ઉદાશ ન ચેન પડે,
પરનારિ તણી પ્રિતિ ખુબ નડે. ૮

વળિ મીત્ર અને સુકુટંબ મહીં,
કદિ પ્રીત જરાય નિભેજ નહીં. ૯

પ્રીત કદી તો રે' નહીં, વધે કલેશ કંકાસ
માન ઘટે સજ્જન વિશે, દિલમાં શોક નિવાસ. ૧૦

દિલમાં વળિ શોક નિવાશ કરે,
અપમાન થકી વ્યભિચારિ ફરે. ૧૧

જગતાત અતી શિર ત્રાસ કરે,
વણમાત થકી વ્યભિચારિ મરે. ૧૨

વ્યભીચાર વણ મોતથી, પ્રાણ તણો હરનાર,
નાશ કરે સહુ પુન્યનો, નરક તણો અધિકાર. ૧૩

નરકે પડશે વ્યભિચારિ જનો,
અતિ કોપ થશે જગતાત તણો. ૧૪

સહુ સંકટનોજ નિવાસ થશે,
તનથી સુખ તો સહુ નાશિ જશે. ૧૫

તનથી સુખ સહુ નાસશે, વધશે કષ્ટ અપાર,
પરનારીની પ્રિતથી, ન મળે કાર લગાર. ૧૬

નવ કાર લગાર મળેજ અરે,
વ્યભિચારિ કદી ન સુઠામ ઠરે. ૧૭

સમજો જન તેથિ ન સુખ જરી,
વ્યભિચારથિ દુર પરોજ ડરી. ૧૮

દુર પરો વ્યભીચારથી, વ્યભીચાર દુખકાર,
તનનું બળ હરનાર છે, રોગ કરેજ અપાર. ૧૯

અતિ રોગ થશે વ્યભિચાર થકી,
કહુ વાત સુણો શ્રવણેજ નકી. ૨૦

* * * * * *

* * * * * *

તનખિઓ ભગંદર વળી, બીજા રોગ અપાર,
વ્યભીચારથી થાય છે, વ્યભીચાર દુખકાર. ૨૧

વ્યભિચાર અતી દુખકારિ દિસે,
નહિ સુખ જરા વ્યભિચાર વિશે. ૨૨

ભટ કેશવ કે' સુવિચાર સજો,
પરનારિ તણી પ્રિતિ સઘ તજો. ૨૩

---

## હરીગીત છંદ.

રે દુષ્ટ જન દુખ પામશો, વ્યભિચાર કર્મ કિધા થકી;
શીક્ષા વદું શુભ હિત તણી, શ્રવણે સુણો સહુ જન નકી.
નહિ સાર છે વ્યભીચાર માંહિ, અરે શિખામણ દિલ ધરો;
સ્નેહે સુકર્મ કરો સદા, વ્યભિચાર કર્મ ન આદરો. ૧

વ્યભિચાર કરવાથી કુકીર્તી, કષ્ટકારક જામશે;
સદકીર્તિ નાશ થશે, અને વળિ પરમ સંકટ પામશે.
તેથી કરી સરવે જનો, વ્યભિચાર કરવાથી ડરો;
સ્નેહે સુકર્મ કરો સદા, વ્યભિચાર કર્મ ન આદરો. ૨

શુભ જ્ઞાનને સદગુણ, સરવે અંગથી અળગા જશે,
અજ્ઞાનતા પરીપુર્ણું નિશદિન, સધ આવી ચોંટશે.
વ્યભિચાર તજી સજ્જન તણા, સહવાસથી સુખમાં ફરો;
સ્નેહે સુકર્મે કરો સદા, વ્યભિચાર કર્મ ન આદરો. ૩

તન તેજ બળ ધન નાશ થાય, છવાય કષ્ટ અહોનિશે;
અપમાન દુખદાયક, અરે વ્યભિચારમાં અતિશય દિસે.
વ્યભિચાર કરમ દુરીત સમજી, વિભુ તણો ડર દિલ ધરો;
સ્નેહે સુકર્મ કરો સદા, વ્યભિચાર કર્મ ન આદરો. ૪

ચીંતા સદાય અપાર મનમાં, શાંન્તિ તનમાં નહિ મળે;
વળિ રોગ નિશદીન આવી વળગે અંગ અતિશય તો ગળે
વ્યભિચારી જનને દુખ સમે આપે નહીં કો આશરો,
સ્નેહે સુકર્મ કરો સદા વ્યભિચાર કર્મ ન આદરો. ૫

સદબુદ્ધિ સદગુણ સુખદાયક નાશ વ્યભિચારે થશે,
દુરગુણ દુશ બુદ્ધિ અતિશય કષ્ટ કારક આવશે;
વ્યભિચાર કરમ તજી અને શુભ કરમ કરવા સંચરો,
સ્નેહે સુકર્મ કરો સદા વ્યભિચાર કર્મ ન આદરો. ૬

વીશ્વાસ વ્યભિચારી તણો નવ કોઈ જન કદિએ કરે,
નીંદા અતીશય થાય જગમાં શોકમાં નિશદિન ફરે;
ફરતો ફરે અપમાનથી જયમ હડકવાયો કુતરો,
સ્નેહે સુકર્મ કરો સદા વ્યભિચાર કર્મ ન આદરો. ૭

શુભ છંદ આઠ રસાળ છે વાંચી સુણી શિક્ષા ગ્રહો,
ડરિને અરે વ્યભિચારથી દશ લક્ષ જોજન દુર રહો;
વ્યભિચાર નીરલજ કામ હામ ધરી સહુ જન પરહરો,
સ્નેહે સુકર્મ કરો સદા વ્યભિચાર કર્મ ન આદરો. ૮

# નફ્ટ નારી વીષે.

## સવૈયો.

હોય સુખો દરરોજ હજાર ભલે સુખપાલ અને સરદારી
જોબન રૂપ અને ધન દોલત કીર્તિ સહુ સ્થળ છે બહુ ભારી
ખાવુ પિવુ હરવુ ફરવું નિત હસ્તિ અને હય કેરિ સવારી
કેશવ કે' સુખ વ્યર્થ ગણો સહુ જે નરને મળિ નારિ નઠારી. ૧

## રાગ બનજારા.

જેને નષ્ટ મળી હોય નારી. એના ભોગ કરમના ભારી–ટેક

કરે કલેશ સ્વામિની સાથે મુખ રોશ ભર્યું દીન રાતે;
અતિ દુષ્ટ વચન વદનારી––એના ભોગ૦ ૧

અભિમાન ધરીને ડોલે, ધુરકી પિયુ સાથે બોલે;
નહીં શરમં જરા ધરનારી—એના ભોગ૦ ૨

કહે સ્વામિં નહી દિલ ધારે, છણુકો કરિને ગુમ મારે;
બહુ અવળાં કૃત્ય કરનારી—એના ભોગ૦ ૩

શુભ વચન પિયુનું નહિં સાંખે, પરપુરૂષથી પ્રિતિ રાખે;
મન ઇચ્છે રમવા જારી—એના ભોગ૦ ૪

ચટકા મટકા પર પ્રીતી, નહી લેશ જણાય સુનીતી;
મદ રાખે મન બહુ ભારી—એના ભોગ૦ ૫

નવ વિનય વચન કદિ બોલે, મર્યાદ રહિત થઇ ડોલે;
નિચ સોબતમાં ફરનારી—એના ભોગ૦ ૬

મુખ અસત્ય બોલવે પુરી, ખડખડ હસવામાં શુરી;
નહીં કોઇ થકી ડરનારી—એના ભોગ૦ ૭

નિજ સ્વામી કદી શિર ફોડે, પણ લીધો હઠ નવ છોડે;
મન ઇચ્છેલું કરનારી—એના ભોગ૦ ૮

ઘડિમાં બોલે મુખ હસતે, ઘડિ બહુ રીસે વરતે;
પાડોશી સાથ વઢનારી—એના ભોગ૦ ૯

રાખે છે અંગ ધરવાનો, નિત શોખ નવિન કપડાનો;
અતી મસ્ત પણે ફરનારી—એના ભોગ૦ ૧૦

નિચ કૃત્ય થકી નવ ડરતી, વરનો ડર દિલ નવ ધરતી,
અપશબ્દ મુખે વદનારી—એના ભોગ૦ ૧૧

નહી મુજ જેવી જગવીષે, મન અંદર ગર્વ અતીશે;
પર સુખ નિરખી બળનારી—એના ભોગ૦ ૧૨

મુખ મધુર વચન નહી ભાખે, કટુ શબ્દ વદે દિન રાતે;
સ્વામીનુ લોહી પીનારી—એના ભોગ૦ ૧૩

બહુ ઝીણા વસ્ત્ર તન પેરે, ભટકે છે નિત પરઘેરે;
સમજે ન શિખામણ સારી—એના ભોગ૦ ૧૫

જ્યાં થાય નીતીની વાતુ, ત્યાં આગળ નવ રેવાતું;
નિશદિન કુથલી કરનારી—એના ભોગ૦ ૧૬

નહી વિવેક મુદ્દલ જાણે, પોતાના ગુણ વખાણે;
ખુશ 'રે' કંકાસ વધારી—એના ભોગ- ૧૭

બિજ કુસંપ કેરૂં રોપે, નિજ કુળ મર્યાદા લોપે;
પિયુને બહું દુખ દેનારી—એના ભોગ૦ ૧૮

બહુ અકકડ થઇને ચાલે, વાંકી દ્રષ્ટીથી ન્યાળે;
પરિ પુરણ રાંડ ધુતારી—એના ભોગ૦ ૧૯

પતિ ઉપર દયા નવ રાખે, અતી ક્રોધી વચન મુખ ભાખે
બહુ મત્સર ઊર ધરનારી—એના ભોગ૦ ૨૦

દિન પોર ચડે સુઇ જાગે, જાગે કે લડવા લાગે;
ઘર કામ નહી કરનારી—એના ભોગ૦ ૨૧

સ્થિર ચીત્ત કદાપી કરીને, નવ રાંધે હોશ ધરીને;
સ્વામી પેહેલાં જમનારી—એના ભોગ૦ ૨૨

બહુ પાપ કર્મ આચરતી, ઇશ્વરનો ડર નવ ધરતી;
ધીક ધીક્ક કૂલટા નારી—એના ભોગ૦ ૨૩

પતિને વશ કરવા ચાહે, જોગિ જતિ પાંસે જાયે;
જે થકી થાય વ્યભીચારી—એના ભોગ૦ ૨૪

કંઇ વાંક થયે પતિ મારે, ખુમરાણ કરે બહુ ભારે;
ઘરની ઇજ્જત હણનારી—એના ભોગ૦ ૨૫

બહુ રીસ ચડે જે વારે, નીજ બાળકને અતી મારે;
નહી દયા લેશ ધરનારી—એના ભોગ૦ ૨૬

બહુ ઢોંગ ધંતુરા જાણે નિજ મમત અતિશય તાણે;
મીથ્યા બલિ કરતી લવારી—એના ભોગ૦ ૨૭

વણ બોલાવી મુખ બોલે, પરઘર નિશદિન જઇ ડોલે,
મુખથી ખડ ખડ હસનારી—એના ભોગ૦ ૨૮

અભિમાન જોબનનુ રાખે, નીષ્ટૂર વચન મુખ ભાખે:
પ્રભુનો ડર નવ ધરનારી—એના ભોગ૦ ૨૯

કહે કેશવ મૂખ ઉચ્ચારી, જે નરને નારી નઠારી;
નિજ જન્મ ગયો તે હારી—એના ભોગ૦ ૩૦

---

## શાર્દૂલ વિક્રિડિત છંદ.

સ્વામીને ગણિ તુચ્છ ને અવરની, સાથે પડે પ્યારમાં,
વીચારે મનમાં નહી મુજ સમી, દીસે સ્ત્રિ સંસારમાં;
એવો ગર્વ ધરી અતી મન વિષે, હીંડે સદા ડોલતી,
વાણી મીષ્ટ ન કંથને હસિ કહે, ક્રોધે સદા બોલતી, ૧

કુચ્છંદે પડિ કામ નીષ્ઠુર કરે, બોલે ન સાચું જરી,
ખોટા ફંદ રચે સદા પ્રિત થકી, દીસે મદેથી ભરી;
અજ્ઞાની અવગૂણ ખાણ કુલટા, છે ક્રોધ મુખી અતી,
દુષ્ટાચાર ભરેલ દોશિત બહુ, ના લેશ સારી મતી. ૨

કલેશેથી દરરોજ કાયર કરે, કુભારજા કંથને,
સુશીક્ષા કદિ હોંશથી પિયુ દિએ, વૃદ્ધિ કરે ક્રોધને;
ચક્ષૂ રીસથિ લાલ બઉ કરિ અને, જૂવે પિયૂના ભણી,
હુંકારો કરિ નાથને દબાવતાં, લાજે નહી શંખણી. ૩

સુનીતી સદગૂણને પરહરી, ચાલે કુનીતી વિશે,
કુસંપે વરતે સદા સ્વજનમાં, દેખાય દુષ્ટારીસે;
પાડોશી જન સાથ રાંડ લડવા, હોંશે અતી ચ્હાય છે.
જ્યારે ખૂબ લડે પછી મન વિશે, ખુશી બહૂ થાયછે. ૪

સ્ત્રી વર્ગો તણિ સાથ વાત કરતાં, આનંદ સો જાય છે,
ઉમંગે પર પૂરૂષો સમુહમાં, જાવા દિલે ચ્હાય છે;
નીતીની શુભવાત તો નવ ગમે, જુઠ્ઠી લવારી કરે,
વાકયો નમ્ર વદે નહીં મુખ થકી, છાકેલ થઇને ફરે. ૫

અંતઃકર્ણ વિશે નહી ડર જરા, વીભૂ તણો આણુતી,
સ્ત્રી ધર્મો ઉપદેશની શુભ કથા, દુષ્ટા નહીં માનતી;
ધાર્યું નીજ તાણું કરે સરવદા, બોલી ઘડીમાં ફરે,
કોટી યત્ન કરે ભલે નિજ પતી, તોયે નહીં સૂધરે. ૬

પેરી બારિક વસ્ત્રને નિશદિને, નાયે ઉઘાડે સ્થળે,
દેખાડે નિજ અંગના અવયવો. વસ્ત્રો ભિંજાવી જળે;
એ સર્વે પરંતુ તે પણ કદી, છાતી નહી ઢાંકતી,
એવી નીર્લજ રીત પ્રિત ધરીને, કૂભારજા રાખતી. ૭

સ્વેચ્છાએ વરતી સદા મગનમાં, કુસંગમાં જાય છે,
નીંચા કામ કરી અને મન વિષે, ખૂશી બહુ થાય છે;

સ્વામી આગળ ખૂબ રોફ કરિને, અત્યંત બીવાડતી,
મારે તો બહુ ક્રોધ લાવિ પડવા, કૂવા ભણી ચાલતી. ૮

ચીન્તા અંતરને વિષે ઘર તણી, લેશે નહીં આણતી,
રાખે છે મનને શદા રખડતું, સુશીખના માનતી;
સ્વામી આગળ કામકાજ ઘરનાં, રંડા કરાવે સહૂ,
ખોટા ઢોંગ કરી અને સુઇ કહે, માથું દુખે છે બહૂ:—૯

ઊઠે છે દિન તો પહોર ચડતાં, રંડા પથારી તજી,
ઊઠે કે લડવા વિશે દિલ કરે, કુવાક્ય બાણો સજી;
હોંશેથી ન કદી રશોઇ કરતી, સ્વાદીષ્ટ ચોખ્ખાઇથી,
રેં છે બેદરકાર શંખણિ સદા, અત્યંત મૂર્ખાઇથી. ૧૦

## માલિની છંદ.

પતિ પર રિસ રાખે મૂખથી ક્રૂર ભાખે;
શરમ સરવ છોડી ગરવ અત્યંત રાખે. ૧
નપટ કપટ રાખી છેતરે નીજ સ્વામી;
અવગુણ મય દૂષ્ટા છે અતીશે હરામી. ૨

## હરીગીત છંદ.

નિજ કંથને અત્યંત નિત કાયર કરે પીશાચણી,
મુખથી મધૂર વદે નહી કટુ શબ્દ વદનારી ઘણી;
સમશેર સમ કુવાક્યથી પતિનાં સુખો હરનાર છે,
એવી નપટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧

કાયમ મુખેં લવરી કરે બોલે વગર વીચારથી,
સમજે નહીં શુબ અશુભમાં વરતે કપટ આચારથી;
સૈયર કુટંબી સાથમાં વીરોધ બહુ કરનાર છે,
એવી નપટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૨

સ્વામી કહે તે તો કદીપણ લક્ષમાં લેતી નથી,
જે કહે તેથી ઉલટું કરતી અતી ઉમંગથી;

સુશબ્દ મુખથી નવ વદે અપશબ્દ અતિ વદનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૩

સદગૂણ મય નારી તણી સંગત જરાપણ નવ ગમે,
દુરગૂણથી ભરપૂર હોયે તે તણી સાથે ભમે;
વીવેકને વીનય નહી અભિમાન બહુ ધરનાર છે.
એવી નફ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૪

નીતી તણી રીતી વિષે પ્રીતી નહી લવલેશ છે,
ચાલે અનીતી મારગે મોહાંધ દુષ્ટ હંમેશ છે;
કુસંગ રંગ વિષે અહોનીશ જે અતી ફરનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૫

સાંખે નહીં પતિનું વચન ધાર્યું કરે પોતા તણું,
નીંદા કરે મુખ પર તણી વરણુ ન કરે મુખ આપનું,
હલકાં વચન બોલી અને કુટંબમાં લડનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૬

વાણી કઠોર વદે નિરંતર ક્રોધ અંતરમાં અતી,
કુસંપ નિજ કુટંબમાં નિશદિન અતિશે રાખતી;
ભરતાર સાથે વેર જેને મન વિષે હદપાર છે,
એવી નફ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૭

મૂકે નહી જે મમત પોતાનો ઉપાય હજારથી,
સમજી નહી લવલેશ શીખામણ ઉરે ઉતારતી;
સદગુણ મય શાણી સ્ત્રિયોની પ્રીતને તજનાર છે,
એવી નફ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૮

ઇર્ષા અને અહમેવ આળસ અંગથી નવ દુર કરે,
સદબોધ જે સ્થળ થાય તે સ્થળ તરફ નવ ડગલું ભરે;
જ્ઞાની જનોને દૂરથી દેખી અને ખસનાર છે,
એવી નફ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૯

નીર્દય હ્રદયમાં પાપ પૂરણુ નવ દયા અંતર વિષે,
નીતી તણો મારગ ભુલી સૂ ધર્મ લેશ નહીં દિસે;
વ્યભિચાર કરવા મન વિષે જેનો હમેશ વિચાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૦

પરપંચ કરવામાં પુરી શૂરી સદા કૂ કર્મમાં,
ડરતી નથી મન પાપ કરતાં સ્નેહ નવ સૂ ધર્મમાં;
મીથ્યા વિવાદ કર્યા થકી પાછી નહીં હઠનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૧

પર પુરૂષ સાથે વાત કરતાં લેશ શરમાતી નથી,
જ્યાં એકઠા પુરૂષો મળે ત્યાં વીચરે બેધડકથી;
થઇ લાજ હિણ સૌ દેખતાં મુખથી અતી હસનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૨

બોલી જુઠું દર વાતમાં નિજ સ્વામિને બહુ છેતરે,
સમ ખાય જૂઠા મુખ થકી અનુદીન ઢોંગ અતી કરે;
કંકાશ કરિને નાથને અત્યંત દુખ દેનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૩

નિત નવિન કપડાં પેરીને ફરવા ઉમેદ કરે અતી,
નિર્ધન પતી હોયે તથાપી નવ ડરે બહુ ખર્ચથી;
ચટકા અને મટકા વિષે જેને અતીશય પ્યાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૪

ભટકે સદા પર દ્વારમાં ઘરમાંહિ પગ ટકતો નથી,
બેસે જહાં ત્યાં માન વિણુ બોલાવિઆ વિન બોલતી;
અવગુણ મય દુષ્ટા અનુદીન ફંદ અતી રચનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૫

સારૂં બિજાનું જોઇને અંતર વિશે અનુંદીન બળે,
સદગુણી નારી હોય તેની કપટથી ઇર્ષા કરે;

નિજે સમ દુરાચ્ચરણી મળે તો પ્યાર બહુ ધરનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૬
પ્રીતી નહીં ઘર કામમાં શણગાર સજી ફરવું ગમે,
સરખી મળી ચોપાટ ગંજીફો પ્રીતી લાવી રમે;
સ્ત્રી ધર્મની જયાં વાત થાયે ત્યાં થકી હઠનાર છે,
એવી નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૭
નિત નવનવાં પરના ઘરેણાં લુગડાં નિરખી અને,
તેવાં કરાવા માટે કાયર રોજ કરતી કંથને;
સ્વામી કદાપી ના કહેતો ઢોંગ બહુ કરનાર છે,
એવી નફ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૮
નિજ પિયરના આવે સગાંતો પ્રીત ધરિને રાખતી,
આવે શ્વસુર સંબંધનાં તો ક્રુર નજરથિ નિહાળતી;
એવી અનીતી આદરી ઘર આબરૂ હણનાર છે,
એવી નફ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૧૯
નવ ઓળખે તેવા પુરૂષ સાથે હસીને બોલતી,
ચાલે શરમ છોડી નફ્ટ રંડા અતીશેં ડોલતી;
કેશવ કહે નિચ નારિના નરનો અફળ અવતાર છે,
જાણો નષ્ટ નારી તણો દુખિઓ અતી ભરથાર છે. ૨૦

**મનહર.**

શરમ મુકીને ચાલે મદ અતીશય રાખી,
પર પુરૂષો નીહાળી નેનને નચાવતી;
માથા તણા વાળ છુટા મુકી ચટકો દેખાડે,
ચક્ષુ ઉર ભણી વાત વાતમાં નમાવતી.
કાલું કાલુ બોલી કપટથી પતીને રમાડે,
પર પુરૂષથી પ્રીતી રાખે મન ભાવતી;
અહોનીશ છકેલ થઇને કુદે જેમ તેમ,
પર પુરૂષને મોહ નાંખીને ફસાવતી. ૧

કાયર અપાર નીજ કંથને હમેશ કરે,
બીન પરવારી થઇ ગમે તેમ બોલે છે;
શરીરની ટાપટીપ આખો દીન બેઠી કરે,
દિવસમાં દસવાર શીર કેશ ઓળે છે,
સુંદર દેખાવા માટે મહેનત કરે ખુબ,
સાબુ લઇ બેઠી બેઠી હાથ પાય ચોળે છે;
કેશવ કહે છે એવી નફ્ટ નારી કોઇદીન,
નીજ પતી તથા તાત તણું કુળ બોળે છે. ૨

---

## લાવણી.

( જોડી તેં નવ જોઇ માડી )—એ રાહ.

ખરેખર ભોગ મળ્યા ભારી. (૨)
સાત વરસનો બેઠો શનીશ્ચર નફ્ટ મળી નારી. ૧

કલેશથી કાયર નહીં થાયે, (૨)
ઘડીક ઘરમાં આવે પતી તો શ્રોણીત પીઇ જાયે. ૨

હીંડે પછી પરદેશે ફરતો, (૨)
માસ છ માસે આવે ઘરમાં બળતરથી બળતો. ૩

આવીને પ્રેમથી બોલાવે, (૨)
પીટા મુજને પ્રીછ નહીં તું ઘરમાં શીદ આવે. ૪

કમાણી દેછો તારી માને, (૨)
ભાઇ બેનને આપે છે તું મુજ થકી છાને. ૫

મારતાં વાર નહીં લાગે, (૨)
ફોગટનો તે કરી ફજેતો પીયર ભણી ભાગે. ૬

દુખ આ દુનીઆમાં મોટું, (૨)
સજ્જન સાચુ માનો કેશવ કહે નહીં ખોટું. ૭

# વિવિધ વિષય.

## સાધવી નારી તથા નઠારી નારી વિષે.

### ગરબી.

પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે—એ રાગ.

નિજ પતી પર ધરશે પ્યાર, સાધવિ નારીરે;
મન ઇચ્છે રમવા જાર, નારિ નઠારીરે. ૧
ઘર ધંધો ચિતથી ચ્હાય, સાધવિ નારીરે;
પર ઘર નિશદિન ભટકાય, નારિ નઠારીરે. ૨
મુખ વદે ન મોટે સાદ, સાધવિ નારીરે;
સહુ સાથ કરે બહુ વાદ, નારી નઠારીરે. ૩
રાખે છે લાજ વિષેશ, સાધવિ નારીરે;
નવ શર્મ ધરે દિલ લેશ, નારી નઠારીરે. ૪
વદવા શુભ વાતપ્રવીણ, સાધવિ નારીરે;
કુથલી કરવામાં લીન, નારી નઠારીરે. ૫
માને પતિ હુકમ સદાય, સાધવિ નારીરે;
સ્વતંત્ર પણું દિલ ચ્હાય, નારી નઠારીરે. ૬
નિજ પતિ પર અતિ હરખાય, સાધવિ નારીરે;
પરનરના ગુણ મુખ ગાય, નારિ નઠારીરે. ૭
બોલે મુખ સભ્ય વચન, સાધવિ નારીરે;
અપશબ્દ વદે થઇ મગ્ન, નારિ નઠારીરે. ૮
અતિ વિનય થકી વદનાર, સાધવિ નારીરે;
નવ વિનય દિસે તલ ભાર, નારિ નઠારીરે. ૯
પુંજે પ્રિય પતિને રોજ, સાધવિ નારીરે;
પરનરથી માણે મોજ, નારિ નઠારીરે. ૧૦
મરયાદ ધરે તન માંય, સાધવિ નારીરે;
નિરખાવે ખુલ્લી કાય, નારિ નઠારીરે. ૧૧

નિજ પતિને રાખે ખુશ, સાધવિ નારીરે;
ખુશ રાખે પરપુરૂષ, નારિ નઠારીરે. ૧૨
પતિ દુખિ દેખી દુખિ થાય, સાધવિ નારીરે;
દુખ પતિનું જોઇ હરખાય, નારી નઠારીરે. ૧૩
નીતી મય ગાયે ગીત, સાધવિ નારીરે;
મુખ ગાય ફટાણા નીત્ય, નારી નઠારીરે. ૧૪
રાખે સંતોષ વિષેશ, સાધવિ નારીરે;
નિત કરે અતીશય ક્લેશ, નારિ નઠારીરે. ૧૫
ધરે વિનય રૂપિ શણગાર, સાધવિ નારીરે;
ચટકા મટકા પર પ્યાર, નારિ નઠારીરે. ૧૬
મુખમાં હિસે નરમાશ, સાધવિ નારીરે;
કરે મુખથી ખડખ્ખડ હાશ, નારી નઠારીરે. ૧૭
સાસરી એ 'રે' ખુશિમાંય, સાધવિ નારીરે;
પીયર રેવા દિલ ચ્હાય, નારિ નઠારીરે. ૧૮
પતિવ્રત પાળે ધરી ખંત, સાધવિ નારીરે;
જોગી જતિ પાસ વિચરંત, નારિ નઠારીરે. ૧૯
મર્યાદ ધરી ચાલંત, સાધવિ નારીરે;
મદ ધરી ચાલે મતિ મંદ, નારિ નઠારીરે. ૨૦
સદગુણ રાખે ભરપુર, સાધવિ નારીરે;
દુરગુણ માંહે ચકચુર, નારિ નઠારીરે. ૨૧
શીખે નીતીના ગ્રંથ, સાધવિ નારીરે;
ચાલે અનિતીને પંથ નારી નઠારીરે. ૨૨

## વિદ્યા વિષે

### ગિતી.

કલ્પ વૃક્ષસમ વિદ્યા મન વાંછિત ફળ અતી મીષ્ટ આપે,
અનહદ ખુશમાં રાખી શાંન્તી દઇને સદા વીધન કાપે. ૧

અતિશય સન્મતી આવે નિશિવાસર દુર્મતિ નાશ પામે,
ઉત્તમ પદવી મળશે સદકીર્તી અતિ વિશ્વ વિષે જામે. ૨

### મનહર.

વિદ્યા રૂપી કલ્પ વૃક્ષ તણા અમૃત ફળોનો;
આહાર કરોને પ્રીતી ખુબ ચીન્ત ધારીને. ૧
લુંટાય તેમ લુટોને આવ્યો છે વખત સારો;
ઊઠો ભાઇ ઊઠો સઘ આળસ વીદારીને. ૨
અહોનિશ પ્રેમ આણી પ્રયત્ન કરીને ખુબ;
હોંશેથી સુવિદ્યા જનો ગ્રહોને વીચારીને. ૩
સુવીદ્યાથી સુખ થાય દુખ દુર નાશી જાય;
માટે સુવિદ્યા ગ્રહોને ઊમંગ વધારીને. ૪

### હરીગીત છંદ.

સહુ જન ઊમંગ અતી ધરી નિશદીન સદ વિદ્યા ગ્રહો,
અનહદ સુખો વીદ્યા થકી નિશ્ચય તમે મનમાં લહો;
શુભ મનન મનમાંહે કરી જન સઘ આળસને હરો,
સમજી સુવિદ્યા કલ્પ દ્રુમસમ યત્ન ભણવાને કરો. ૧
સદગૂણ સદવિદ્યા થકી આવે અને દૂર્ગુણ ઘટે,
સન્મતિ સદૈવ વૃધી થશે દુર્મતિ અતી પાછી હઠે;
શન્મતિ થકી શુભ કર્મ કરવા માર્ગ મળશે પાંશરો,
સમજી સુવિદ્યા કલ્પ દ્રુમ સમ યત્ન ભણવાને કરો. ૨
શુભ કર્મ કરવા થી સદા સૂયશ અતીશય જામશે,
સૂયશ થકી આનંદ પૂરણ અનુદિને મનમાં થશે;
આનંદથી સુવિચ્યાર થાય અપાર જન મનમાં ધરો,
સમજી સુધિવા કલ્પ દ્રુમસમ યત્ન ભણવાને કરો. ૩
વિદ્યા થકી સદજ્ઞાન થાયે નાશ થઇ અજ્ઞાનનો,
અહમેવ ટળશે સઘને વીનય જનો આવે ઘણો;

પસરે સુકીર્તી વિનયથી સદકીર્તિથી સુખમાં ફરો,
સમજી સુવિદ્યા કલ્પદ્રુમ સમ યત્ન ભણુવાને કરો. ૪
વિદ્યા પરમ સુખમય દિસે વિદ્યા મટાડે આપદા,
નિજ દેશને પરદેશમાં પણુ શાંન્તિ આપે છે સદા;
કઇ વીઘ્ન નડવા દે નહીં સર્વે સ્થળે સુખમાં ઠરો,
સમજી સુવિદ્યા કલ્પદ્રુમ સમ યત્ન ભણુવાને કરો. ૫
લક્ષ્મીતણી વૃધ્ધિ થાયને ટળશે સહુ દારીદ્રતા,
વિદ્યા થકી ટળિ કૃપણુતાને થાય છે ઊદારતા;
તેથી સુવિદ્યા શીખવા ઇચ્છા અતી મનમાં ધરો,
સમજી સુવિદ્યા કલ્પદ્રુમ સમ યત્ન ભણુવાને કરો. ૬
સદનિતિ સુવીદ્યાથી મળે ને કૂનિતી સરવે જશે,
સદનિતિ થકી જન સર્વદા જગતાત અતિશય રીઝશે;
સ્નેહે સુવિદ્યા શીખવા માટે સહુ જન સંચરો,
સમજી સુવીદ્યા કલ્પદ્રુમ સમ યત્ન ભણુવાને કરો. ૭
વિદ્યા થકી જન શ્રેષ્ટ પદવી પરમ સુખ મય પામશો,
સન્માન મળશે સર્વદા જન વીશ્વમાં જ્યાં વીચરશો;
વીદ્વાન જન સર્વે સ્થળે પરિપુર્ણ પામે આશરો,
સમજી સુવિદ્યા કલ્પદ્રુમ સમ યત્ન ભણુવાને કરો. ૮

## બુધ્ધાષ્ટક.

### માલિની છંદ.

બુધ કયમ થઇ બેઠા છોડિ કાલીંદી તીર,
સતત લઇ સમાધી હે જગન્નાથ વીર;
ઘટિત નથિ શિરિતે નાથ ઉચ્ચાર મૂખે,
તુજ અકૃત્યનુ રૂપે વર્તવાછો સ્વતંત્ર. ૧
કૃત સમય નિરેથી કારમુદર્શ દીધું,
તપ કરી પથ દાખ્યો સત્યનુ કામ કીધું;

મળ રહિત મનુષ્યો રાચતાં સૌ છંદે,
પિયુષમય શરીરે શાંન્તિ શાંન્તિ પ્રસારી. ૨

રજ પ્રગટ થયાથી રાવણારી પ્રકાસ્યો,
કુળ દિપક રઘુનો ક્ષત્રિ રૂપે તુ ભાસ્યો;
અનુગ્રહિત અહલ્યા પ્હાણને પ્રાણ આપ્યો,
ત્રણ પગ થકિ ઊભો ખૂબ દીપાવિત્રેતા. ૩

મુરલિધર મુરારી દ્વાપરે રૂપ દાખી,
કરિ નજર કટાક્ષે કંશ પાપી વિદાર્યો;
દળ અતિશ કપાવી ભારભૂનો ઉતાર્યો,
કળિ કડ કડ થાતો પાપ લેતો પધાર્યો. ૪

ધરમ સમ નૃપાળે કુંજરોવાન રોવા,
વદિ નિજ વદનેથી સત્યનો ત્યાગ કીધો;
ચરણ પ્રથમ તેણે એવી રીતે ચલાવ્યું;
શરણ કરિ હરીને ગાત્ર હીંમે ગળાવ્યું. ૫

શરિર નૃપ જવાથી ગાત્ર શીથીલ થાયે,
નિયમ રહિત ચક્રો ચાલવા જેમ લાગે;
ત્યમ નિગમ વ્યવસ્થા ચાલી સંસારમાં આ,
જનમ મરણ ચક્રે બેસતી બેસતી તે. ૬

દ્વિતિય ચરણ બુદ્ધે બંધ તોડી બતાવ્યું,
જગત ગુરૂ કૃપાથી સત્ય કાંઇક ફાવ્યું;
ચતુર યવન મલેચ્છે ત્રીજુ સંપુરણ કીધું,
જડધિ ગૃહી પ્રવૃત્તિ પૂરનું પાણી પીધું. ૭

અધ ચતુર વિધિને ચાર હત્યા પ્રવેશો,
ઉપર ચરણ ઇવીનો કાળ પાસે મગાવ્યો;
નવ વરશ નિભાવી દરશાવા જ્ઞાન દે ઓમ,
કલી પુરૂષ પશુને નમદા જાગૃતીજે. ૮

# એક મીત્રને મળવા માટે કહેલું પણ ન મળાયું તે વિષે.

### મનહર

અમરતલાલ પ્યારા મીત્ર મારી વાત સુણો,
કાલે મીત્ર આપ પાંસે મારાથી અવાણું ના. ૧
આવ્યો નહી તેનું કહું કારણ તે સુણો પ્યારા,
શીર દુખવાને લીધે વચન વચન પળાણું ના. ૨
સુતો નવ વાગે હું તો બીછાના ઉપર યાર,
અતી શીર દુખવાથી સુખે સુવાંણું ના. ૩
તેથી બેઠો વાંચવાને અલંકાર ચંદ્રીકા હું,
પણ ગમ્યું નહીં તેથી વાંચવા બેસાણું ના. ૪

# આગની ગાડી વીશે.

### ઇંદ્રવીજય છંદ

પાછળ ચાળી પચાસ ડબા વળી,
સુંદર ઇન્જીન છેજ અગાડી;
ઇંજીનમાં અગનીજ અને જળ,
યાંત્રીક શેકિત અતીશય સારી.
બલ નહીં હય હસ્તી નહીં પણ,
વેગ અનુંપમ છે બહુ ભારી;
હોંશ થકીજ જુવો સરવે જન,
જાય ઉતાવળી આગની ગાડી. ૧

### મનહર

ખટ ખટ કરી અતી જોશ ભરી આવે દોડી,
સ્ટેશન ઊપર આવી ઊતારૂં ઊતારતી.
ઉતરવાનાં ઉતારૂ તેને તે ઉતારી અને,
ત્યાંનાં જે બેસારૂં તેને પ્યારથી બેસારતી.

વલી ઘંટ વાગ્યો ત્યારે ચમકીને ચીસ પાડી
પેલી ધીમે ચાલ્યા પછી વેગને વધારતી.
કહે છે કેશવજી મેં આબેહુબ એને દેખી,
વૈમાન વસુધા વિષે ગણું એને પ્યારથી. ૧

# દયાળુ મહારાણી વીકટોરિઆના દુઃખદાયક મરણથી થતી દીલગીરીની કવિતા.

### શાર્દુલ વીક્રિડોત.

આ સંસાર વિષે નહીં અમરકો; છે નાશ સૌનો અરે;
માંધાતા સરખા ગયા મહિપતી લાગી નહીં વારરે;
સાચું નામ પ્રભુ તણું અવનિમાં; શીવાય જુઠું દીસે:
તે માટે જન સર્વદા પ્રભુ ભજો, જે સાર સૃષ્ટી વીશે. ૧

### માલીની છંદ

અરરરરર આજે અલ્પ છે તેજ ભાનુ;
દુઃખદ મરણ આજે માત વીકટોરીયાનું.
કપટ ઝપટ મારી કાળ તેં કોપ કીધો;
સુખદ સુરજ આજે હીંદનો અસ્ત કીધો ૧

### ઇંદ્રવિજય છંદ

શોક તણો ઉદધી ઉલટો હણિઆં,
સુખહીંદ તણાં જગત્રાતા;
લાયક રાજ્ય તણાં કરનાર ગયાં,
દુખ હારક હીંદ સુમાતા;
પ્રેમથી પાળક રૈયતને સરવે,
હકમાતુ કૃપાથી અપાતા,
શું થયુ આક્ષણ વારનિ અંદર,
લેખ લખ્યો ભુલથી શું ? વિધાતા. ૨
સાગર હીંદ તણા સુખનો બહુ,
વેગથિરે અતિ સુષ્ક બન્યો છે;

શોક ભર્યો ઊદગાર અતીશય,
સૌ સ્થળ સર્વ મનુષ્ય તણો છે;
રાંકડી હીંદની રૈયતને દિલમાં,
અફ્શોશ ઘણોજ ઘણો છે.
કૈસર હીંદ જવાથી અરે,
બહુ શોકિત સાગર જોસ ભર્યો છે ૩

**સવૈયા એકત્રીસા.**

ઇશવિ સન ઓગણિસો ઊપર,
એકતણી દુખદાયક શાલ;
તારિખ બાવિશ જાન્યુઆરિની,
સુખ હરનારો મંગળવાર;
સાયંકાળ સમય થાતામાં,
દેહતજી દીધો નીરધાર;
સ્વર્ગ સિધાવ્યાં હીંદ તણાં મા,
છોડી આફાની સંસાર. ૪
અતિશય શોક થયો અવનીમાં,
જાતાં મા'રાણીજી માત;
રૈયતનું મન રહે ઉદાશી,
આ દુખ પડવાથી દિનરાત;
હીંદ વિષે હડતાળ પડી છે,
બંધ થયો સરવે વેપાર;
સ્વર્ગ સિધાવ્યાં હીંદ તણાં મા,
છોડી આ ફાની સંસાર ૫
મુંબઇ નગર અનુપમ રૂડું,
પણ ઉજડ ભાસે છે આજ;
મહારાણી માતાજી કેરા,
અનહદ શોક થવાને કાજ;

બંધ થઇ એ કોને કોરટ,
પોર્ટટ્રસ્ટ કસ્ટમ નિરધાર;
સ્વર્ગ સિધાવ્યાં હીંદ તણાં મા,
છોડી આ ફાની સંસાર. ૬

બીજાં સરકારી ખાતાંઓ,
તે પણ બંધ થયાં છે આજ;
સર્વે બજારો બંધ કર્યાં છે,
જાવાથી રૈયત શિરતાજ;
અનહદ શોક દરશાવા માટે,
સમાજ થઇ છે અપરંપાર;
સ્વર્ગ સિધાવ્યાં હીંદ તણાં મા,
છોડી આ ફાની સંસાર. ૭

રાજ્ય તપ્યું અવનીમાં ભારે,
મહારાણી કેરૂં નીરધાર;
રૈયતને સુખ અગણિત આપ્યાં,
વરણવતાં થાકું આવાર;
શબ્દ નથી પુરતા મુજ પાસે,
ગુણ વદવા માતાના સાર;
સ્વર્ગ સિધાવ્યાં હીંદ તણાં મા,
છોડી આ ફાની સંસાર. ૮

અમર નામ આ સૃષ્ટી અંદર,
રાખિ ગયાં મા'રાણી માત;
યાવત ચંદ્ર દિવા કર સુધી,
સદકીર્તી રે'શે સાક્ષાત;
માહારાણીના આત્માને તું,
મોક્ષ આપજે જગ કરતાર;

સ્વર્ગે સિધાવ્યાં હીંદ તણાં મા,
છોડી આ ફાની સંસાર. ૯
જગતપતી ઇશ્વરની પાસે,
માગું હું કર જોડી આજ;
સુખ શાન્તીથી રાજ ભોગવે,
મહારાણીના મુખ્ય કુમાર;
સુખ આપે રૈયતને ઝાઝું,
સન્મતી એવી દે કીરતાર;
સ્વર્ગે સિધાવ્યાં હીંદ તણાં મા,
છોડી આ ફાની સંસાર. ૧૦

## મહારાણી વીકટોરીઆના વંશનું અભિષ્ટ ચિંતક અષ્ટક.

### ઇશ્વર સ્તુતિ.

### શાર્દુલ વિક્રિડીત છંદ.

વીશ્વધાર પરાત્પરા અઘહરા,
શાન્તી સદા આપતું;
પ્રીતેથી નિશદીન વંદન કરૂં,
કષ્ટો પ્રભુ કાપતું,
આનંદી અવિનાશ રાખ પ્રિતથી;
હોંશે નમું હું તને;
રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીકટોરિઆ વંશને. ૧
રીદ્ધી સીદ્ધિ સદૈવ દે પ્રભુ અતી,
શોકો સહુ ને હરો;
વીધાતા સુખ સીંધુ સંકટ હરા,
સ્તુતી ઉરેં આધરો;

આણી પ્રેમ અપાર ઇશ્વર સદા,
કાપો તમે કલેશને.
રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીકટોરીઆ વંશને. ૨

રક્ષાતું કર નીશદીન પ્રભુજી,
ઊરે દયાળુ બની;
વીશ્વાધીપતિ હેત અંતર ધરી,
વીઘ્નો સહુ લેહણી;
લાવી પ્રીત અપાર હું મન વિષે,
વીભૂ નમું આપને;
રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીકટોરીઆ વંશને. ૩

પ્યારા પ્રાણપતી પ્રભુ વિનતિઆ,
ઊમંગથી હું કરૂં;
સાષ્ટાંગે નમિને પ્રભુ નિશદિને,
વાણી મુખે ઉચ્ચરૂં;
હોંશેથી ચડતી અતીશય કરો,
વંદું દયાળુ તને;
રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીકટોરિઆ વંશને. ૪

આપી લક્ષ્મિ અખૂટ ઇશ્વર સદા,
સંકષ્ટ સો કાપને;
થાતું સાહ્ય સહાય બો કરિ કૃપા,
કાપી પરી તાપને,
વીશ્વાધાર કૃપા અતી ઉર ધરી,
પૂરી કરો આશને;

રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીક્ટોરીઆ વંશને; ૫

સ્નેહે દ્રષ્ટી કૃપા તણી કર પ્રભુ,
રોગો સહુ ને હરો;
નીરોગી નિશદીન રાખિ સહુને,
આયુશ વૃદ્ધિ કરો;
આણી પૂર્ણ કૃપા અહોનિશ પ્રભુ,
વૃદ્ધી કરો જ્ઞાનને;
રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીક્ટોરીઆ વંશને; ૬

ગુણાન્વીત ઇલાપતી અરજ આ,
ઉરેં ધરો પ્રેમથી;
વૃષ્ટી સૂખ તણી સદા પ્રભુ કરો,
આ રાજ્ય વીશે અતી;
વૃદ્ધી ખુબ કરો પ્રભુ હરિ કૃપા,
સૂ તાજના તેજને;
રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીક્ટોરીઆ વંશને; ૭

સ્તૂતી અષ્ટક આ રચ્યું પ્રિત થકી,
સૂણો દયા સાગરા;
છો બ્રહ્માંડ પતી અખીલ સ્થળમાં,
વ્યાપીક દુઃખો હરા;
ઇચ્છે કેશવ સર્વદા સુખિ કરો,
શીરોમણી રાજ્યને;
રાખો વીશ્વપતી સદા સુખ વિષે,
વીક્ટોરિઆ વંશને; ૮

# એક મિત્રની ફરમાશથી તેની કહેલી હકીકત પ્રમાણે લંગાળા ગામનું વર્ણન.

### હરી ગીત છંદ.

છે પ્રાંત ગોહીલવાડમાં અદ્દભૂત રચનામય ઘણું;
શોભીત સુંદર ગામ લંગાળા અતી રળીઆમણું. ૧
નિરખી મનોહર નગર આ આનંદ પામે મન અતી;
ઉલ્લાસથી વરણુન કરૂં સહુ સાંભળો જન પ્રેમથી. ૨



### વસંત તીલીકાછંદ.

આ રમ્ય આ નગર ખુબ વિશાળ દીસે,
છે ઇંદ્રપૂરિ સમતુલ્ય લિલા અતીશે;
શોભીત તો સરવ આશ્રમ ખુબ ભાસે,
નીહાળતાં મન તણો સહુ શોક નાસે. ૧

વાસો વસે વરણુ ચાર અતી પ્રિતેથી,
સંપી સહુ વરતતા જન સૂરિતેથી;
ને રોગ શોક વળિ ગામ વિષે જરાયે,
સૂખી જનો નગરનાં નજરે ભળાયે. ૨

છે ઓપતું નગરનુ ચઉટું અતીશે,
દૂકાન હાર વળિ ખુબિ ભરેલ દીસે;
વેપાર ખુબ વધતો વળિ દીન પ્રત્યે,
ચાલે સહુ જન સદા પ્રિતથી સુકૃત્યે. ૩

લોકો વસે નગર માંહિ અપાર સારાં,
વીવેકને વિનયથી સહુ વર્તનારાં;
તેથી કરી નગર ઉત્તમ આ ગણાયે,
શ્રી નીલકંઠ તણિ મેર અતી જણાયે. ૪

એ શોભતી સરસ ત્યાં સરિતા વહે છે,
રંગોળિને ગદુલિ નામ સહુ કહે છે;
તે એ નદી મંહિ ભર્યું અતી મીષ્ટવારી,
તેને ત્રટે નિરખિ આમ્રની હાર ભારી. ૫

બીજાં તરૂ નગરની ફરતાં અતિશે,
તેથી કરી નગર ચૌ રમણીક દીશે;
આંબાં તણું વન વિશાળ અનૂપ શોભે
નીહાળતાં નયનથી અતી ચીત્ત લોભે. ૬

## તોટક છંદ.

અતિ શોભિત ધામ વિચીત્ર ઘણું,
મનરંજન શ્રી નિલકંઠ તણું;
અપરીમય છે રચના અતિશે,
રમણીક અનુપમ ધામ દિસે. ૧

કહુ સુંદરતા શુભ દેવળની,
બહુ કારિગરી અદભૂત બની;
રસનાથિ વખાણ કરૂં શું અતી,
બહુ થાકિ રહેમમ તુચ્છ મતી. ૨

---

## ચોપાઈ ત્રીતાળની.

દેવળ પાંસે છે સુંદર બાગ;
શોભા બાગ તણી છે અથાગ. ૧

નીલકંઠ છે બાગનું નામ;
રમ્ય રચના દીસે છે તમામ. ૨

તેનું વરણન કહું છું હું પ્રીતે;
સહુ જન સુણજો એક ચિત્તે. ૩

---

## ચંદ્રાજય છંદ.

શોભિત બાગ વિશાળ અને અતિ;
રમ્ય અનુપમ છે ખુશકારી.
વૃક્ષ તણી રચના અતિ ઊત્તમ;
તે તણિ ખુબિ અતીશય ભારી.
શોક સહૂ દુર જાય અને મન;
ખુશબને શુભ બાગ નિહાળી.
સાંભળજો સહુ સજ્જન બાગનુ;
ધ્યાન કહું મન પ્રેમ વધારી. ૧
આમલિ આમ્ર અપાર દિસે વડ;
ગુંદિ તણો તહિ પાર ન આવે.
રાયણ વૃક્ષ સિતાફળિ સુંદર;
આનંદ તે અતિશે ઊપજાવે.
છે શિમળા અગણીત તંહિ વળિ
લીમડ સાગ અતી દિલ ભાવે.
ને ખજુરી ખરશાણિ અતીશય;
તે ગણતાં મન ભાન ભુલાવે. ૨
સીસમ વાંસ સુમાર નહીં વળિ;
વૃક્ષ ગુવાક તણાં અતિશેં છે.
ચંદન વક્ષ સુવાસિક ઐા મન;
રંજન સુંદર બાગ વિષે છે.
પારસ જાંબુ બકામ અને બહુ;
વૃક્ષ બદામ તણાંજ દિસે છે,
શૂભ સતાવળ બાવળ બોરડિ;
તે નિરખી મન ખુબ હિસે છે. ૩
આમલિ આગર નાગરવેલ અને;
વળિ નાળિયરી બહુ સારી.

તાડ તણાં અતિ વક્ષ દિસે શુભ;
કેળ તણી ખુબિ છે બહુ ન્યારી.
ધાવડી ચુંબદ આવળિને બહુ;
છે અરણી હરડે હિતકારી.
સાલમ દ્રાક્ષ અને ટિંબરૂં;
જરદાળુ રૂખાબ મજીઠ હજારી. ૪
અંજીર આંવળ કૌચ છે બહુ;
ને મિંઢિ આવળ કાંચકડી છે.
ખાખર કોકમ ખેર ભલ્લાંતક.
બીલિ તમાલ અને તુમડી છે.
જાંબુ નગોડ રતાંજળિ મેંદિ;
દૂધેલિ અને વળિ દાડમડી છે.
શેતુ અનાર અને અરિઠી બહુ,
ને શિગડી નરગુંડિ નડી છે. ૫
રાયળ પીપરિ મૂળ અખોડ,
મહાડ સંખેશરિને વરિ આળી.
ગોખરૂ છીંણિ અને સમડી વળિ;
ભાગરવો ભદ્રાક્ષ કટાળી.
પીંપર વૃક્ષ પતંગ કુવાર;
ઊદાલક કેશર ખૂબ લજાળિ.
રક્ત ફળી પિલુડી પિસતાં,
બહુ સુંદર વૃક્ષની જાત નીહાળી. ૬

**માલીની છંદ.**

અગર તગર જૂઇ જાઈ પીસ્તાં અખોડ;
કમરક ગરમાળો વૃક્ષની જાજી ઝોડ. ૧
કપિલ રૂબક શોભે માલતીને કરેણ;
અવનસ તજ સેતુ છે બધા સૂખદેણ. ૨

## ચોપાઇ ત્રીતાળની.

અતી સુંદર દેવળ સાર,
તેની શોભા તણો નહીં પાર. ૧

અલૌકીક રચના સુખકારી,
ઇંદ્ર પુરી સમ આનંદકારી. ૨

નીલ કંઠજીનું એવું ધામ,
લીલા વીચીત્ર દીસે છે તમામ. ૩

દેવળ ફરતી લોઢા કેરી જાળી,
જૂદા જૂદા નવીન રંગવાળી. ૪

તેથી દેવળ દીપે વીષેશ,
નહીં ખામી તેમાં લવલેશ. ૫

રમ્ય ફુરજો જાળી ફરતો છે,
પુષ્પવેલી વડે દીપતો છે. ૬

જાઇ જૂઇ ગુલાબ ચંબેલી,
બીજાં સુંદર પુષ્પની વેલી. ૭

ગુલબાસ સુવાસીક શોભે,
જોઇ માલતીને મન લોભે. ૮

પ્રફુલીત ડમરો બહુ એકે,
સુંદર કેળ તણાં વૃક્ષ લેકે. ૯

કેતકી શેવતીને કરેણ,
સૂવાસિક પુષ્પ વક્ષોની લેન. ૧૦

ગૂલદાવડી બટમોગરા છે,
સુગંધી મય પુષ્પ ઘટા છે. ૧૧

રૂડા કદંબ વૃક્ષ અપાર,
ચંપો કેવડો ખુશબોઇ દાર. ૧૨

આસો પાલવ તુળશીને બીલી,
બીજાં પુષ્પ તણી વેલ ખીલી. ૧૩
એલકી વૃક્ષ અનુપમ દીસે,
દેવળ ફરતી છે શોભા અતીશે. ૧૪

---

## શાર્દુળ વિક્રિડિત.

શોભીતું શુભ દ્વાર દેવળ તણું,
કારીગરી છે બહુ; ૧
ખામી લેશ દીસે નહીં નીરખતાં,
ખુબી રૂડી છે સહુ; ૨
ચીતારે અતી ચીત્ર પ્રીત કરીને,
ચીત્રેલ દીસે ઘણાં; ૩
રંગોથી ભરપૂર દીપિત કર્યાં,
તેમાં ન કાંઇ મણા. ૪

---

## સવૈયા એકત્રીશ.

દેવળ અંદર નૌતમ શોભા,
તે નીરખતાં મન લલચાય.
વરણુન કરતાં રસનાથી આ.
રસના મારી થાકી જાય.
સુંદર ચીત્રો દેવળમાં છે,
નવિન નવિન રંગે ચીત્રેલ.
મનરંજન ઘૂમટ નીરખતાં,
ઊલટે આનંદ કેરી રેલ. ૧
વાલસેટ જૂમરને હાંડી,
દેવળની અંદર પ્રગટાય.

પ્રકાશ દેવળનો પેખિને,
સુર્ય દેવ પણ થંભી જાય.
દ્યોતનાત્મક દેવળની અંદર,
નીલકંઠ માદેવ નીવાસ.
પ્રીત ધરીને દરશન કરતાં,
પ્રાશ્ચીત સરવે પામે નાશ. ૨

અહોનીશ ધૃત દીપક થાયે,
સદાશીવજી કેરી પાસ.
જળ હળ જળ હળ જળ હળ શોભે,
દિન મણિ સમ દેવળ ઊજાશ.
સ્ફાટીક મણીના સ્તંભ સરીખાં,
દેવળ માંહે સ્તંભ અનુપ.
પ્રકાશ સ્તંભ તણો અતીશે છે,
જયમ ચમકે ગગને વીધુત. ૩

કનક તણું સુંદર ઇંડુ તે,
દેવળ ઉપર દીપે સાર.
પ્રકાશ ઇંડાનો પેખીને,
ચંદ્ર દેવતા હારી જાય.
દેવાલય શોભા મય ભારી,
છે કૈલાસ પુરી સમ કામ.
નીલકંઠ દુખ ભંજન કેરૂં,
અત્યુતમ એવું છે ધામ. ૪

અલ્પ મતી શું ઉચરૂં વર્ણન,
નીલકંઠ કેરો હું દાસ.
વર્ણન કરવા માટે શબ્દો,
નથી પૂરતા મારી પાસ.

તોપણ વરણન કરવા માટે,
મન મારૂ અતિશો લલચાય.
નીલકંઠજી તણી કૃપાથી,
મન આશા પરી પૂરણ થાય. ૫

દર સોમવારે દેવાલયમાં,
રૂડી દીપક માળા થાય.
લાલ પીળા લીલા આશમાની,
રંગ તણી હાંડી પ્રગટાય.
જુમ્મર ગોળા વીષેશ દીપે,
ગ્લાસ તણો નવ આવે પાર.
જળ હળ જળે હળ જ્યોત દીપકની,
મન આનંદ અતી કરનાર. ૬

તરેહ તરેહના વાજીંત્રોના,
નાદ થકી મન રંજન થાય.
કથા વારતા નીલકંઠની,
પરી પુરણ પ્રેમે વંચાય.
સારંગી શુભ સતાર વાગે.
ગાન ગવૈયા મધુરાં ગાય.
જય જય જય જય શબ્દ થાય છે.
નીલકંઠના દેવળ માંય. ૭

બ્રામણ પાઠ રૂદ્રીના ભણતા,
દેવાલય અંદર શિવ પાસ.
વેદ વાણિથી સ્તુતી કરતા,
એક ચીત્ત રાખીને ખાસ.
ત્રણ વખતતો એક દીવસમાં,
શીવજી કેરી પૂજા થાય.

ઘંટ નગારાં ઝાલર વાગે,
આરતી શંકરની ઉતરાય. ૮

પુષ્પ બિલીની વૃષ્ટી થાયે,
હર હર શિવ થાયે ઉચ્ચાર.
નીલકંઠના દરશન માટે,
લોકો આવે અપરંપાર.
શ્રાવણ માસ વીષે બહુ શોભા,
દેવાલયની અંદર થાય.
આખો માસ દેવાળય અંદર,
શુભ દીપકમાળા પ્રકટાય. ૯

નવિન નવિન શોભા દીન પ્રત્યે,
વધતી વધતી થાયે બેશ.
આનંદ ઉચ્છવ નિશદિન થાયે,
શ્રાવણ માસ વીષે હંમેશ.
શુભ શરણાઈ નોબત વાગે,
શ્રવણ સુણી મન રંજન થાય.
અગણીત શોભા અવલોકીને,
શોક દુખ દુર નાશી જાય. ૧૦

શ્રાવણ વદી અમાશ દીને,
યાત્રા દેવળ પાસ ભરાય.
ગામ તણાંને દૂર દેશનાં,
લોક તણો બહુ જમાવ થાય.
દુકાન રૂડી દેવળ ફરતી,
યાત્રાને દીન બહુ મંડાય.
એ શોભાનું વરણન કરતાં,
અલ્પ મતિ મુજ અટકી જાય. ૧૧

તરેહ તરેહની ચીજો કેરી,
દુકાન અનહદ હારો હાર.
મેવાને મીઠાઇ તણી શુભ,
દુકાનનો નવ આવે પાર.
કોઇ જગાએ રમે ગોડીયા,
કોઇ જગાએ નાટક થાય.
કોઇ જગાયે નીલકંઠના,
પ્રેમ ધરી કીરતન જન ગાય. ૧૨

તે દીવસ શ્રી નીલકંઠની,
ધજા અનુપમ ચડતી સાર.
રેશમીને સુતરાઊ કેટલી,
રંગીન સુંદર ચીત્રાકાર.
તે વખતે શુભ મીષ્ટ પ્રશાદી,
સર્વ લોક માંહે વેંચાય.
જય જય જય જય નીલકંઠજી
એ શુભ વાકયો ઔં સંભળાય. ૧૩

એવી આલ્હાદક શોભાનું,
વરણુન કરતાં નાવે પાર.
હું અલ્પજ્ઞ તણો શ્રી શંભુ,
સફળ કરો મનનો વીચાર.
આપ કૃપાથી આરંભ્યું છે.,
આપ તણું પ્રેમે વરણુન.
નીલકંઠ દયા સીંધુ તું
પુરણુ થજે સેવકપર પ્રસન ૧૪

જીવણગર સ્વામીજી કેરા,
દેવળ પાસે અનુદિન વાસ

બ્રહ્મ રૂપ એ સ્વામીજી છે.
દરશનથી અઘ થાયે નાશ.
છે વીદ્વાન વીવેકી પૂરા,
જીવણગર સ્વામી સુપાત્ર.
બ્રહ્મચર્ય પાળે છે પ્રીતેં,
સદગુણ મય સ્વામી શાક્ષાત. ૧૫

અહોનીશ શ્રી નીલકંઠની,
ભકતી તણો કરતા ઊચ્ચાર.
આ આપાની દુનીઆ કરો,
કોઇ વીકાર દીસે ન લગાર.
શાસ્ત્ર તણું વીવેચન કરીને,
સહુ જનને કરતાં ઊપદેશ.
ધન્ય ધન્ય જીવણગર સ્વામી,
નહીં અંગમાં દુરગુણ લેશ. ૧૬

ઇંદ્રી સરવે ને વશ કીધી,
ફકત એક શંકરમાં ધ્યાન.
મોહ માયા મમતાને ત્યાગી,
નવ દીસે મત્સર અભીમાન.
ધૃતીવંત જીવણજી સ્વામી,
વીનયવંત દીસે ભરપૂર.
કિર્તી આખા પ્રાંત વિષે છે,
નામ સહુ જનમાં મશહુર. ૧૭

નહીં ગામની અંદર જાવું,
અહોનીશ દેવળમાં વાસ.
નીલકંઠનુ પૂજન કરવા,
રાખે મન અતીશે અભીલાશ.

વિધ વિધ રીતે સુંદર પુજા,
ધૂપ દીપ અનુપમ સાર.
પ્રાત ધરી શ્રી નીલકંઠની,
સ્તુતી કરે છે વારંવાર. ૧૮

ધન્ય ધન્ય શ્રી લંગળાને,
પુણ્ય ભાગ્યવત ત્યાંના લોક.
નીલકંઠના દરશન થાયે,
નહી કોઇ જનને મન શોક.
વરણન ગામ અને દેવળનું,
પ્રીત ધરી મેં કીધુ સાર.
ભુલ કાંઇ પડે નજરે તો,
ક્ષમા કરો સૌ નરને નાર. ૧૯



## અંતર લાપીકા.

કેહેતાં પાર આવે નહીં, હેત ધરી મન માંય,
સરસ દીસે રચના સહુ, વાણીથી ન વદાય. ૧

વરણન હું અલ્પજ્ઞથી, શી રીતે સૌ થાય,
જીભ થકી નીલકંઠનો, ગાયો મેં મહીમાય. ૨

ગોહીલવાડ સુપ્રાંતમાં, મન રંજન છે ગામ,
બહુ સુંદર રળીઆમણું, ત્રાપજ તેનુ નામ. ૩

રહ્યો મુળથી હું તહીં, પણ મુંબઇમાં હાલ,
રહેમ સદાશીવની થકી, જસ ગાયો ધરી વ્હાલ. ૪

# શ્રી ભાવનગરના તખ્તેશ્વર મહાદેવની સ્તુતિ.

## રાગ હોરી કાપચંદી.

તખ્તેશ્વર ભય દુખહારી સદાશીવ છો સુખકારી. ટેક.
અખિલ નીરંજન ભય ભીડ ભંજન,
ત્રીગુણાત્મક ત્રીપુરારી;
શીર જટાપર ગંગ બીરાજે,
ચંદ્ર પ્રકાશીત ભારી;
તેજોમય કાન્તી તમારી. તખ્તેશ્વર૦ ૧
અંગ વીભૂત ગળે રૂંઢમાળા,
કંઠ સજ્યા નાગ કાળી;
હાથમાં ચક્ર ત્રીશૂળ બીરાજે,
વૃષભ તણી અસવારી;
અનુપમ શક્તિ તમારી. તખ્તેશ્વર૦ ૨
ભૈરવ ભૂત પીશાચણ ડાકણ,
સૈન્ય ભયંકર ભારી;
વર્ણન કરવા સમર્થ નથી હું,
અલ્પ મતી પ્રભુ મારી;
વદું મુખ હું શું વિચારી. તખ્તેશ્વર૦ ૩
ભાંગ ધંતુરા તણા ભોગી શંભુ છો,
ભસ્મ અતીશય પ્યારી;
વાઘાંબર પીતાંબર સજીઆં,
જય જય જય અસુરારી;
અખીલ જગના તાપ હારી. તખ્તેશ્વર૦ ૪
ડાક અને ડમરૂં શીવ સૈન્યમાં,
વાગે અતી ખુશકારી;
શોભા અનુપમ વરણન કરતાં,

જાય મતી મુજ હારી;
કૃતી અદ્‌ભૂત તમારી. તખ્તેશ્વર૦ ૫
મેહેર કરી કૈલાશથી આવ્યા છો,
ભાવનગર ગંગધારી;
શોભીત ચાડીકા ધાર અનુપમ,
બેઠા ત્યાં આસન વાળી;
નીરાધારના છો આધારી. તખ્તેશ્વર૦ ૬
અરધાંગે ઉમયાજી બીરાજે છે,
દેવી અતીશે દયાળી;
ગણપતી આપ તણા સુત સંગ છે,
મુશક તણી અસવારી;
જોતાં જાઉં હું બલીહારી. તખ્તેશ્વર૦ ૭
જય જય શંભુ તમે છો ગુણાન્વિત,
અકળ ગતી છે તમારી;
મોટા મુનીશ્વર તુજ ગુણ ગણતાં,
પાર ન પામ્યા વીચારી;
ગુણો ગણતાં ગયા હારી. તખ્તેશ્વર૦ ૮
સાષ્ટાંગે અભીવંદન હું કરૂં,
માગું કૃપા શીવ તારી;
દ્વી કર જોડી કરૂં વિનતી હું,
કેશવ કે' લ્યો સ્વીકારી;
કરો પૂર્ણ આશા અમારી. તખ્તેશ્વર૦ ૯

## સદુપદેશ.

---

### રોળાવૃત.

રે સૌ આર્ય મમ બાત વાત આ અંતર ધારી,
તજો નીચની પ્રીત રીત લ્યોને અતિ સારી;

કરો સદા સૂસંગ અંગ ઉમંગ ધરીને,
તજો સઘ વ્યભિચાર યાર વીચાર કરીને. ૧

અહો ન દૂર્ગુણ લેશ દેશનું હીત કરોને,
કદી કરો નવ ક્લેશ વેશ જૂઠો ન ધરોને;
તજો સદા દૂકૃત્ય સત્ય વચન મૂખ ભાખો,
આદરવાં સૂકામ હામ હૈયામાં રાખો. ૨

રો દૂર્જનથી દૂર શૂર ધરી પૂરણ પ્યારા,
હોંશીલા વિર બનો હણો ઝટ તમે કૂધારા;
આણી મનમાં પ્રેમ વ્હેમની વાતો છોડો,
રાખો નહીં મન ક્રોધ શોધ કરી ગૂણ જોડો. ૩

મત્સરને અભિમાન હાણ કરનાર અતીશે,
હણુ સર્વ તે લાણ ખાણ સંકટની દીસે;
માટે નીશ્ચય તજો સજો સુસંપ સુખદાઇ,
તજો કુસંપ અપાર પ્યાર ધરી મૂજ ભાઇ. ૪

પરનીંદા પરહરો ધરો શ્રવણે શિખ સારી,
તજો વ્યસન દુખકાર યાર ઊમંગ વધારી;
નાશ કરો અજ્ઞાન માન તો અતિશય મળશે,
થાશે અનુદિન સૂખ દૂઃખ તો સરવે ટળશે. ૫

ચોરી લાંચ જુગાર વાર કરો નહીં તજતાં,
મન જાણો નિરધાર શોક થાયે તે સજતાં;
હણોં સઘ મમ વીર તિમિર આળસનું આજે,
કરો પ્રયત્ન અગાધ દેશ સૂધારા કાજે. ૬

થાઓ ઝટ તૈયાર પ્યાર ધરિ પૂરણ મનમાં,
સ્વદેશ હિત લ્યો કરી ધરી હીમ્મત અતિ તનમાં;
દુખદાયક છળભેદ ખેદ લાવો તે કરતાં,
કરો અનીતી છેદ ડરો કુકર્મ આદરતાં. ૭

અહો સદા સન્મતી અતી પ્રેમ ઊર આણી,
પ્યારા આર્ય મમ ભ્રાત વાત આ મારી માની;
સ્થિતી આપણી અતી હતી આગળ બહુ ચડતી,
પણ આ અવસર વિષે દિસે છે પૂરણ પડતી. ૮
તેનું કારણ ચાર જુઓને સઘ તપાશી,
હીમ્મત તજીને છેક બન્યા છો કેમ ઉદાશી;
કન્યા વીક્રય ચાલ હાલ અતીશે દીસે,
કુસંપ ઠારોઠાર પડે છે નજર અતીશે. ૯

નવ સૂનીતી લેશ દ્વેશ પૂરણ દીસે છે,
થાયે ચડતી કેમ વ્હેમ હ્રદય વીષે છે;
ક્રોધ લોભ અભિમાન ભાન ભૂલાવે ભાઇ,
નહિં પાસે સદ્‌જ્ઞાન હાણ થાયે ચતુરાઇ. ૧૦
મન્ન કરો મમ ભાઇ થાય દુખ દૂર્ગુણમાંથી
નવ સદ્દવિદ્યા નામ કામ સરે કહો ક્યાંથી;
નહીં વિવેક વિચ્યાર જરા પણ નિજ છાતીમાં.
તેથી પાછળ રહ્યા અરે આપણ ખ્યાતીમાં. ૧૧

સ્વતંત્રતાને તજી સજી પરતંત્રતા બંધુ,
શૂરજરા નવ પાસ નાશ થયું સૂખ સંધુ;
દૂર્ગુણ છે ભરપૂર નૂર ગયું સૌ નાશી,
તેને લીધે આજ આપણી થાયે હાંશી. ૧૨
છોડી દઇ સ્વધર્મ કર્મ કરો અતિ માઠાં,
તેથી પામો દૂખ સૂખ સરવે દુર નાઠાં;
સૂઊદ્યમ નવ ગમે ભમે મન ભુંડું કરવા,
શો માંડયો ઉતપાત દેશતાનું હીત હરવા. ૧૩
નીર્ખી દેશની સ્થિતિ અતીશય થાય બળાપો,
માટે વ્હાલા વીર સઘ કૂધારા કાપો;

ઊઠો ઝટ મમ વીર ઉંઘ તો હવે ઉડાડો,
તજો હોય કૂમતી સઘ અવગૂણ હઠાડો. ૧૪
ચેતો જ્યમ ચેતાય થાય દેશની ચડતી,
નહિ તો આના થકી નકિક થાશે બહુ પડતી;
છે દૂર્ગુણ અપાર હાર પામું હું ગણતાં,
બેઠા છો બની સુસ્ત કેમ નથી જલ્દી હણતા. ૧૫
કહું છું વારંવાર યાર ધરિ પ્યાર વિચારો,
કરો કાંઇ ઉપાય થાય ચડતીનો વારો:
આણી મનમાં પ્રીત ચીત્ત રાખો શુભ કામે,
સંપૂરણ સુખ થાય સઘ સંકટ સૌ વામે. ૧૬
ભ્રાત ખૂબ પ્રખ્યાત દેશ આપણો થાશે,
કરો સદા કર્તવ્ય અતીશે માન પમાશે;
કુબુદ્ધિ ઝટ હણો ભણો સૂત્રીધા પ્યારા,
જેથી જગમાં પૂર્ણ ગુણ સૌ ગાય તમારા. ૧૭

## દ્વીજો પ્રતી બે બોલ.



### મનહરછંદ.

કુધારા અનેક છેક હદથી વીશેષ દેખું,
પાર નહીં પામું ગણતાં હું થાકી જાઉં છું;
પરંતુ તે કહેવાને મારૂં મન જોશ કરે,
જ્ઞાતિ તણા હીત માટે કેંવા ચીત ચાહું છું.
માંહોમાંહે કુસંપ અપાર જોરથી પેદા છે,
કુસંપથી ક્લેશ અતી જ્યાં ત્યાં હું નીહાળું છું;
ક્લેશથી ન લેશ સુખી દુખમાં ડુબેલા એવા,
જ્ઞાતિ બંધુને નીહાળી દીલગીર થાઉં છું. ૧

## હરીગીત છંદ.

મસ મગ્ન થઈ મસ્તી કરે ટોળે મળી દ્વિજ મંડળી,
ઇર્ષા તણી વાતો કરે ખુશી થાય પરનીંદા કરી;
કૂવાક્ય મુખથી ઓચરે સુવાક્ય મુખ વદતા નથી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૧

નહીં લેશ સંપ કુસંપ અતીશે તે થકી દુખી થાય છે,
સુખમાં નહીં નજરે પડે અતી ક્લેશમય દેખાય છે;
ક્લેશે અતી કષ્ટીત દીસે ક્ષણુ માત્ર પણુ નવ સુખ રતી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૨

વીઘા વીસારી વાત જારીની નઠારી આદરે,
વદતાં નઠારી વાત મૂરખ શર્મ લેશ નહીં ધરે;
અપશબ્દ મુખમાંથી ઝરે સૂશબ્દ વપરાતા નથી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૩

માતા પીતા કે ભાઇ ભાંડુ કટુંબી જે પોતા તણા,
તે સાથ કરતાં વાતમાં અપશબ્દ બોલે છે ઘણા;
સમજે નહીં એ મૂર્ખ જન અપશબ્દમાં દુખ છે અતી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૪

સુધર્મને ત્યાગી અને કૂધર્મ અતીશય આદર્યો,
રે જ્ઞાતિબંધુ ઊદીચ્ય જન વીચાર મનમાં નહીં કર્યો;
કુધર્મ કરતાં દુષ્ટ જન કયમ ઇશથી ડરતા નથી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૫

આળસરૂપી તીમીર થકી ગોથાં અતીશય ખાય છે,
સુજ્ઞાન પાસે નવ મળે તેથી અતી ભટકાય છે;
સુજ્ઞાન વીણુ નહીં માન પામે માન વીણુ કષ્ટીત અતી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૬

સુજ્ઞાન વીણુ અપકીર્તી નિશીવાસર અતી ફેલાય છે,
સદકીર્તી જે સુખમય સદા તે દુર નાશી જાય છે;

ઊધમ સરસ સૂઝે નહીં કરવી ગમે ભીક્ષાવૃતી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૭

ઊધમ કર્યા વીણુ આળસે નીરધનપણું અતી પામશો,
નીર્ધનપણાંથી સૂખ નાશી કષ્ટ અતીશય જામશો;
પુત્રી તણાં કરી લગ્ન વસુ લે સામટા ઉમંગથી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૮

કે દુષ્ટ તો સ્વસૂતા કદાપી થાય વર્ષ અઢારની,
પણ મોકલે નહીં સાસરે એ રીત દુખમય છે ઘણી;
એ દુષ્ટ જનની વીશ્વપતી કરશે અતી બુરી ગતી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૯

બીજા તણું સારૂં થતું દેખી અતી ઇર્ષા કરે,
કરવા બુરૂ બીજા તણું ઇચ્છા અતી મનમાં ધરે;
મીથ્યા કરે અભીમાન જન નાદાન અજ્ઞાની અતી,
ધીકકાર એવા દ્વિજને જે લાજ મન ધરતા નથી. ૧૦

મેં અલ્પ કુરિતી વર્ણવી પણ છે બીજી કૂરીત ઘણી,
સન્મતી ગ્રહી મમ જ્ઞાતી બંધુ સઘ નાખો તે હણી;
સદકીર્તી પૂરણ પામવા સૂકર્મ કરજો હોંશથી,
જેથી કરી મમ જ્ઞાતિ બંધુ થાય સ્થિતી ચડતી અતી. ૧૧

હીમ્મત ગ્રહી હીત જ્ઞાતિ જનનું પ્રીતથી કરવા ફરો,
આળસ તજી પ્રભૂને ભજી સૂરીતનો સંગ્રહ કરો;
સૂરીતથી સુખ શાંન્તી થાશે સર્વદા જગમાં અતી,
જેથી કરી મમ જ્ઞાતિબંધુ થાય સ્થિતી ચડતી અતી ૧૨

ઔશદ્ધ કડવાં પાય માતા રોગ નાશ પમાડવા,
ત્યમ મેં કટુ શબ્દો કર્યા છે દુષ્ટ રીત ઘટાડવા;
તેથી કરી મમ જ્ઞાતીબંધુ રીસ મન ધરતા નહીં,
શુભ કર્મ કરવા સંચરો સન્મતી અતી મનમાં ગ્રહી. ૧૩

# ઔદીચ્ય દ્વીજની ચડતી સ્થિતી થવા માટે.

## ઇશ્વર સ્તુતિ.

### શાર્દુલ વિક્રિડિત.

વાશ્વા ધીશ અગાધ છે તુજકળા બ્રંહ્માંડ કેરા પતી,
છોતુ અંતર યામી હે જગપિતા શોભીત તારી કૃતી;
સૃષ્ટીના સૃજનાર હે પ્રભુ તમે સ્તૂતી ઊરે આ ધરો,
થાવાને ચડતી સ્થીતી ઊદીચની વૃષ્ટી કૃપાની કરો. ૧
વીધાતા સુખ સીંધુ સંકટ હરા ત્રાતા દયાળુ તમે,
શાંન્તી દાયક વિઘ્ન નાશક વીભુ સૂણો સ્તુતી આસમે;
દેવા દ્વી કર જોડી હું નમું તને આધાર તારો ખરો,
થાવાને ચડતી સ્થીતી ઊદીચની વૃષ્ટી કૃપાની કરો. ૨
છે ઉદીચ તણી અતી બુરિ દશા વેઠે અતી આપદા,
કૂધારા અગણીત છે અરરરે તેથી દુખી છે સદા;
માટે ઇશ્વર મેર બો કરિ અને સંકટ સર્વે હરો,
થાવાને ચડતી સ્થિતી ઉદીચની વૃષ્ટી કૃપાની કરો. ૩
ત્યાગીને સદગૂણ ઉદીચ પૂરે દૂર્ગુણ લીધા અતી,
તેથી સન્મતિ નાશિને દુર ગઈ પામ્યા બહુ દુર્મતી;
તે માટે જગનાથ હું મુખ વદું પ્રીતે તમે સાંભળો,
થાવાને ચડતી સ્થિતી ઉદીચની વૃષ્ટી કૃપાની કરો. ૪
કૂસંપે કરી કેર સો સુખ હણ્યાં માઠી દશા બો થઇ,
ઇર્ષા ને અભિમાનથી અનુદીને સુનીતી ચાલી ગઇ;
એવા દુષ્ટ વીકાર જે અતીશયે તેને નીકંદન કરો,
થાવાને ચડતી સ્થિતી ઊદીચની વૃષ્ટી કૃપાની કરો. ૫
ગુણાન્વીત ઇલાપતી અઘહરા અજ્ઞાન વીદાર તુ,
વારંવાર પ્રણામ હું પ્રભુ કરૂં હોંશોથી સ્વીકાર તું;
અર્પાને મમ જ્ઞાતિને નિશદીને સુશાંન્તિ કેરો ઝરો,
થાવાને ચડતી સ્થિતી ઊદીચની વૃષ્ટી કૃપાની કરો. ૬

સુવિદ્યા સદ્દગુણ ઔદિચ ગ્રહે એવી મતી આપ તું,
શોકો સર્વ વીદારીને વીભુ સદા રટી વીશે રાખ તું;
પ્યારા પ્રાણપતી પ્રભુ તમ વિના બીજો નથી આશરો,
થાવાને ચડતી સ્થિતી ઊદીચની વૃષ્ટી કૃપાની કરો. ૭
કન્યા વીક્રય ચાલ હાલ સમયે ઊદીચ માંહે બહુ,
વાળ્યો ડાટ વિશેષ બાળલગ્ને સુખો હણ્યાં છે સહુ;
એવા દુષ્ટ રિવાજને જગપીતા આણી દયાને હરો,
થાવાને ચડતી સ્થિતી ઊદીચની વૃષ્ટી કૃપાનીકરો. ૮

( રાગ વણજારાનો. )

વાત કહું અતી હીતની બંધુ મારારે;
અતી હર્ષ ધરી મનસાથ ગ્રહો ગુણ સારારે. ૧
સોબતતો દુરીજન તણી બંધુ મારારે;
તતખે વતજો પ્રીય ભ્રાત ગ્રહો ગુણ સારારે. ૨
સાચું મુખે વદજો સદા બંધુ મારારે;
જુઠ વચન વદો ન લગાર ગ્રહો ગુણ સારારે. ૩
સત્ય વીશે સુખ છે ઘણાં બંધુ મારારે;
સત્યથી વધશે વહેવાર ગ્રહો ગુણ સારારે. ૪
હોંશે વીનય ધરજો તમે બંધુ મારારે,
મળે વીનયથી વીશ્વમાં માન ગ્રહો ગુણ સારારે ૫
આળસથી અળગા ફરો બંધુ મારારે;
તજો મત્સરને અભીમાન ગ્રહો ગુણ સારારે. ૬
ખુબ દીલમાં દયા ધરી બંધુ મારારે;
કરજો પરમારથ કામ ગ્રહો ગુણ સારારે. ૭
રીઝે પ્રભુ પરમાર્થથી બંધુ મારારે;
રાખે સુખી સદા સહુ ઠામ ગ્રહો ગુણ સારારે ૮
પરનીંદા કરવી નહીં બંધુ મારારે;
કરવા નહીં દુષ્ટ વીચાર ગ્રહો ગુણ સારારે. ૯

હામ ધરી કુમતી તજો બંધુ મારારે;
લહો સુમતિ સદા સુખકાર અહો ગુણ સારારે. ૧૦
સુનીતીથી સુયશ મળે બંધુ મારારે;
કુનીતી અતીશે દુખકાર અહો ગુણ સારારે. ૧૧
લાંચ લુચ્ચાઇ તજો તમે બંધુ મારારે;
તજો ચાડી ચોરી વ્યભીચાર અહો ગુણ સારારે ૧૨
હોંશ ધરી પ્રભુને ભજો બંધુ મારારે;
જેથી અંતે થશે ઉદ્ધાર અહો ગુણ સારારે. ૧૩
પાપ પ્રપંચને પરહરો બંધુ મારારે;
જેથી ઉતરશો ભવપાર અહો ગુણ સારારે. ૧૪

## કવિ વિષે.

### મનહર

કપોત કીરના પીંછા ઘાલી વેશ ધારી ફરે,
પણ વાણી વદવાથી કપોત જણાય છે. ૧
કાગ હંસ તણી ચાલ ચાલવા ઉમેદ રાખે,
હંસતો થવાય નહીં ગમાર ગણાય છે. ૨
સદ વીદ્યા ભણ્યા વીના વીધવાન માંહે ગણાવા
ડોલ કરે પરંતુ તે મુરખ મનાય છે. ૩
કવીતા ન આવડે ત્યાં કવી પદધરે પોતે,
એવા કવીરાજ વીશ્વમાં કોટી જણાય છે. ૪

### ઇંદ્રવીજયછંદ

હંસની ચાલ સમાનનિ ચાલ
થવા બગ ખુબ પ્રયત્ન કરે છે. ૧
તો પણ હંસનિ ચાલ ન થાય,
પરંતુ સ્વચાલ ગુમાર ભુલે છે. ૨
મોર તણાં પીછ વાયસ ઘાલી,
થવા મન મોર ઉમંગ ધરે છે. ૩

કોડ ઉપાય કરે પણ વાયસને,
સાકુ વાણિ થકી પરખે છે. ૪

## પતી વીયોગી સ્ત્રીનો વીલાપ.

### પદ.

(પાણીડાં કેમ કરી જાઉં મને મારી કાંકરી કાન,)
એ રાહ.

સખિ કંથ તજી ગયા મને મારી પ્રેમ કટાર—ટેક.

કંથ વીયોગે ચેન પડે નહીં,
દેહમાં દુખ અપાર—સખી. ૧

ખાવું ગમે નહીં પીવુ ગમે નહીં,
ગમે નહીં શ્રણગાર—સખી. ૨

શયન ન ગમે સ્વામિ વીયોગે,
નયન આંસુનિ ધાર.—સખી. ૩

સુંદર ભૂવન અતિ પરંતુ,
શ્યામ વીના સુનકાર—સખી ૪

રમ્ય પલંગ સુરંગીત મનહર.
પીયુ વીના દુખકાર.—સખી. ૫

શ્યામ વીયોગે ઘેલી બની હુ,
અંગ ન ભાન લગાર.—સખી૦ ૬

નાથ વીના ગમે લેશ ન મુજને,
શુન્ય દીસે સંસાર.—સખી૦ ૭

અંગ અનંગ અતિશય વ્યાપે,
પીડા કરે એ સુમાર.—સખી૦ ૮

જળ વીના મીન અતીશોં ત્રપડે,
ત્યમ હું તલખું આ વાર.—સખી૦ ૯

દેહ વિષે દાવાનળ પ્રગટયો,
શાન્તિ ન કોઇ કરનાર—સખી૦ ૧૦

રેન અંધારી ખુબ ભયંકર,
વીજળી કરે ચમકાર.—સખી૦ ૧૧

તમરાનો સ્વર શ્રવણુ સુણિને,
શોક વધે હદ પાર.—સખી૦ ૧૨

કોકિલનો સ્વર કંથ વીયોગે,
પરમ પીડ કરનાર.—સખી૦ ૧૩

ઢોલ નગારાં મૃદંગ વાગે,
રમ્ય સારંગી સતાર—સખી૦ ૧૪

વાજીંત્ર નાદો કંથ વીયોગે,
દુખદ તીક્ષણુ ધાર.—સખી૦ ૧૫

કયમ કરૂં કયાં જાઊં હવે હું,
સ્વામી વીયોગણી નાર.—સખી૦ ૧૬

નાના વીધના વૈભવ સરવે,
પતિ વીના અંગાર.—સખી૦ ૧૭

જોબનવંતી હું નારિ છબીલી,
પીયુ વીન દુખ અપાર.—સખી૦ ૧૮

વીયોગ દુખ મમ હૃદય ભેદે,
નહીં કરાય ઉચ્ચાર—સખી૦ ૧૯

વીશ્વપતીને વીનય ધરીને,
નમન કરૂં હું આવાર—સખી૦ ૨૦

કેશવના સ્વામી હે પ્રભુ પ્યારા,
મેળવ ઝટ ભરથાર—સખી૦ ૨૧

## મનહર.

કહું મમ દુખ વાણી કંથ વીના હું હેરાની,
વાત વીરહ વેદનાની વદું રસનાથી હું. ૧
ગમે ન મને લગાર દુખ તેથી બેસુમાર,
સ્વામી વીના શુભ પ્યાર પામું અરે ક્યાંથી હું. ૨
વીરહ દુખે મન બળે તેથી દેહ અતી ગળે,
વ્યાધી અંગેથી ન ટળે ઝુરૂં એ પીડાથી હું. ૩
અરરર દુખ મોટું સ્વામી વીન સુખ ખોટું,
અતીશય દુખી સખી કામ વેદનાથી હું. ૪
ખાવું પીવું નહીં ગમે મન ઉદાશીમાં ભમે,
મદન કાયાને દમે સહન ન થાયરે. ૫
સહન હું કેમ કરૂં શોકથી હૃદય ભર્યું,
કંથ વીના ઘેલી ફરૂં કરૂં શો ઉપાયરે. ૬
દીલગીરી આઠે જામ સૂઝે નહીં ઘર કામ,
પામું ન ક્યાં હું વીરામ મન અકળાયરે. ૭
દુખી દીલ સદા મારૂં સ્વામી વીના સૌ નકારૂં,
સુખ સહુ ધુળ ધારૂં ચેન ન જરાયરે. ૮
ફરૂં શોકમાં નીદાન ભુલી અંગ કેરૂં ભાન,
શુણી નાદ ગાન તાન હૃદય વીંધાય છે. ૯
ગમે નહીં શુભ હાશ અને વળી સુવીલાસ,
શોકનો સદા આભાસ દ્રષ્ટીએ દેખાયછે. ૧૦
ખીલેલી જુવાની મારી પીયુ વીનાની નકારી,
અનંગની પીડા ભારી અંગમાં ફેલાયછે. ૧૧
અંગ માંહે અતી તાપ વેદના કરે અમાપ,
જાણે ડસ્યો હોય સાપ એવી પીડા થાયછે. ૧૨

# મીત્રના કાગળનો જવાબ.



### મનહર.

પ્યાર ધરી પ્રીતી મય પત્ર મીત્ર લખ્યો તમે,
વાંચી વાંચી વાંચી મન માંહે અતી રાજી થાઊં છું;
એવી રીતે અહોનીશ પ્રેમ થકી પત્ર લખી,
શાંન્ત કરો મન મારૂં એમ ચીત્ત ચાહું છું;
મીત્ર તમારા વીયોગે મનમાં ઊદાશી ઘણી,
પણ ધીર રાખી હું તે શોકને સમાવું છું;
મન થાય આપ પાસે દોડી આવવાને મારૂં,
પણ દુર પંથ તેથી હીમ્મત હઠાવું છું. ૧
મન મારૂ આપ પાસે નિશદીન દોડી આવે,
આપ તણી મીત્રતાઇ અતી હું સભારૂ છું;
જ્યારે હું કરૂં વીચાર પ્રીતી વિષે ધરી પ્યાર,
વીયોગથી દુખી ઘણો મનમાં મુઝાઊં છું;
પ્યારા મીત્ર પ્રેમ તારો પરીતાપ ટાળનારો,
પ્રેમોમય પત્ર એવો વાંચી મન ઠારૂં છું;
માટે પ્યાર લખી પત્ર મીત્ર મન શાંન્ત રાખો,
વીયોગથી બુરી રીતે દિવસ ગુજારૂ છું. ૨

### મનહર

છે બેહદ ખુશી કાર પત્ર પ્રીતી મય સાર,
લખ્યો તેં ધરીને પ્યાર અતી સુખકાર છે;
વાંચ્યો મેં અતી ઊમંગે બેશીને સુ મીત્ર સંગે,
હર્ષ વ્યાપ્યો અંગો અંગે શોક હરનાર છે. ૧
અહો નીશ પ્રીતે વાંચુ ઘડીન વીસારી મુકું,
એક પળન વાંચુ તો શોક બે શુમાર છે;
વદે કેશવજી એમ પ્યારા મીત્ર પ્રીતી આણી,
પત્ર લખીશો ફહર મારોએ ઊચ્ચાર છે. ૨

સુવાક્ય રચેલ તારાં પ્રેમ ઉપજાવનારાં,
વાંચવાથી દુખ મારાં દુર નાશી જાય છે;
પ્રેમી પ્યારા મીત્ર મારા મનોહર બોલતારા,
પત્ર માલ બેલ સારા મધુરા જણાય છે. ૩
રસીક કવિતા તેં તો બનાવી છટાઇ બંધ,
ખરેખરી તેમા પ્રેમ ખુબી પથરાઇ છે;
પ્યારામીત્ર તારી પ્રીતી રીતી અતી યાદ આવે,
કેદીપણ ભુલું નહી મનમાં રટાય છે. ૪

### શાર્દુલ વિક્રિડિત.

પ્યારા પત્ર પ્રીતીનીધી તુજતણો,
વાંચ્યો અતી હર્ષથી;
રાજીહું મનમાં થયો દુરગઇ,
શોકાગ્નિ તો અંગથી. ૧
એવી રીત હમેશ પત્ર લખીને,
શાંન્તિ સદા આપજે;
પ્યારા મીત્ર પ્રીતી ધરી ઊરવીષે,
વીયોગ વીદારજે. ૨

## કપટી મીત્ર વિષે.

### મનહર.

કુડીઆ જે મીત્ર હોયે કુડમન માંહે રાખે,
જુઠું બતાવે છે ડોળ પાપ પેટમાં અતી;
મીઠું મીઠું બોલે અતી મીત્રાઈ દેખાડે પોતે,
મન તણી સાચી વાત કહે નહીં પ્રીતથી. ૧
કહે ભાયખાલે જાવુ નીકલે મોટે કુલાબે,
કુલાબે જાવાનું કહી આવે મજગામથી;
કેવી મીત્રાઇની રીત વીચાર કરો ખચીત,
ફરો થઇ ભયભીત એવા મીત્ર સંગથી; ૨

## ઈશ્વર સ્તુતિ.

### મલાર.

( પ્રબળ દળ સમ આજ વાદળ ) એ તર્જ

અકળ સકળ અપાર પસરી,
પરમ સુખકર છે કૃતી;
ગહન ગતિ અતિશય વિભુની,
ચમતકૃતી અતી શોભતી. અકળ૦ ૧
અતુલ બળ જગપતી દયા કરી,
સાય થા તું વીશ્વંભરા;
ભર હૃદય સદગૂણ મારા,
શુદ્ધ કર પ્રભુ તું મતી. અકળ૦ ૨
સકળ સ્થળ સુખકર કૃપાઘન
રહી રાખ અહોનિશે;
વિનતિ સુણી કરતાર પ્રીતે,
રાખ સદય તું નીવૃતી. અકળ૦ ૩
અખિલ સ્થળ અનુપમ લિલામય,
રમ્ય શોભીત છે બહૂ;
પ્રબળ બળ કળ છે અગોચર,
શ્રેષ્ટ અતિ જગના પતી. અકળ૦ ૪
જગતપતી અનુદિન તુ કર મમ,
શ્રેષ્ટ મતિ સુખ સાગરા;
વિનતિ કેશવજી તણી આ,
કરિ કૃપા પ્રભુ દે ધૃતી. અકળ૦ ૫

---

( નાથ કેસે ગજકો બંધ છુડાઆ. ) એ રાહ.

જગતપતી, તારી કૃતી, સૂખકારી;
શક્તી અદભૂત છે પ્રભૂ ભારી. જગતપતી૦ ટેક.

વિશ્વનિયંતા પ્રભૂ બળવંતા છે,
તારિ લીલા ખૂશકારી;
છો સુખદાયક કષ્ટ વિનાશક,
વિશ્વપતી અઘહારી. જગતપતી૦ ૧

વિશ્વવિલાસી અખિલ નિવાસી,
કૃપાબ્ધિ તમે દુ:ખહારી;
લક્ષ્મીપતી મતી શુદ્ધ તું દાયક,
જય જય જય અસૂરારી. જગતપતી૦ ૨

સદગૂણ દાયક ત્રિભુવન પાળક,
ટાળક દુખ ગિરીધારી;
અખીલ નીરંજન ભય ભીડ ભંજન,
અકળ કળા પ્રભુ તારી. જગતપતી૦ ૩

પ્રેમ ધરી ગૂણ ગાઉં નીરંતર,
નિરમળ કર મતિ મારી;
કેશવ દ્વિકર જોડી કહે પ્રભુ,
સાહ્ય થા કષ્ટ વિદારી. જગતપતી૦ ૪

---

( શીદ કલપાવો છો સતાવો ) એ રાહ

પ્રભુ મારી, વિનતી સ્વિકારી, દયા ઉરધારી,
ગીરીવર ધારી દયા કરનાર. ટેક.

જગત્રાતા, સુખદાતા, પિતુમાતા તું પ્રભૂ,
શાંન્તી અતી ધરનાર;
છો દુખહારી, અનુપમ તારી,
કૃતી સુખકારી અપાર. પ્રભુ૦ ૧

મુજ તનમાં, મુજ મનના ચિંતવનમાં,
નિશદીન ભક્તિ તમારી ઉચ્ચાર;

છો કલેશહારી, ગુણાધીશ તારી,
અનુપમ શકતી અપાર. પ્રભુ૦ ૨
અંતરયામી, નહીં કાંઇ ખામી,
બહુનામી છો સુખકાર;
છો પ્રાણ પ્યારા અનુપ તમારા,
ગુણો બહુ સારા શ્રીકાર. પ્રભુ૦ ૩
વિશ્વ વિલાશી અનુપમ ખાશી,
પ્રકાશી કતી બેસુમાર;
નિશદીન થઇ લીન જ્યમ જળને મીન,
ત્યમ હું જપું કરતાર. પ્રભુ૦ ૪
છો નીરાકાર નિરાધારના છો આધાર,
અવીચળ સાર;
ગુણકારી છો શ્રી મુરારી અવિકારી
આનંદ બહુ કરનાર. પ્રભુ૦ ૫
આનંદકંદ હરો દુખ વૃંદ,
કરૂં મતી મંદ પુકાર;
કેશવજી અતી શુદ્ધ કરી મતી,
વિનતી કરે તું સ્વિકાર. પ્રભુ૦ ૬

---

## ભૈરવી.

( કોઇ રખકી મરજી ક્યા જાને ) એ રાહ.

જગદીશ્વર તું અંતરયામી,
અનહદ શકતી તારી જામી;
છો વિશ્વનીયંતા બહુ નામી,
સુખ આપોને દુ:ખને વામી. જગદીશ્વર૦ ૧
છો જ્ઞાન અને સદગુણ દાતા,
પરમેશ્વર તું પ્રિય પીતુ માતા;

છો દીનદયાળુ તું ભ્રાતા,
અવનીપતિ ઇશ્વર વિખ્યાતા;
ગુણ ગાઉં અહોનીશ હે સ્વામી,
નહીં આપ વિષે જરીયે ખામી. જગદીશ્વર૦ ૨

છે ગહન ગતી કતી રમ્ય અતી,
સુખદાયક નિશદિન વિશ્વપતી;
કુમતી હરીને પ્રભુ પ્રેમ ધરી,
મતિ સારિ તું આપ કરૂં વિનતી;
વીશ્વેશ્વર તું બહુ ગુણગામી,
વંદન કરૂં શેવક શીશ નામી. જગદીશ્વર૦ ૩
કરૂણાબ્ધિ વીભૂ દુઃખના હરતા,
કરતા સુખના જનના ભરતા;
ભરતા પશુ પક્ષી તણા કરતા,
મનમેલ હણી સદ્દગુણ ધરતા;
કરે અભિવંદન જન વીશ્રામી,
કેશવ આનંદ ઊરે પામી. જગદીશ્વર૦ ૪

(સનનન સોહે સાવરીઆ સ્યામ) એ રાહ.

સકલ સ્થલે તારી લિલા છે શ્યામ
જોઇ જોઇ અતીશેં ખુશિ પ્રભુ થાઊં. સકળ૦ ટેક.
વીશ્વના પતી અતી શુભ મતી દાયક,
શકતી છે તારી શોભિતી શ્રી રામ;
કતી અતીશેં અદ્દભુત સુખ મય છે,
પ્રેમે નીહાળી હ્રદય આરામ. સકળ૦ ૧
સાહાક છોરે વિભુ અહો નિશે તું,
રસનાથી ગાઊં સદાયે ગુણ ગ્રામ;
થાઓ સહાયે મારી વીનતી સુણીને,
આપો તમારૂં કેશવ સુખ નામ. સકળ૦ ૨

## ભૈરવી.

પ્રભુ તારી ગતી બહુ ન્યારી,
વરણવતાં જઉં હું હારી. પ્રભુ૦ ૧
સૃષ્ટી કરી ઊત્પન તેં કૃપાધન,
રમ્ય લીલા તેં પસારી. પ્રભુ૦ ૨
અનહદ શક્તિ મતી છે સુખદાયક,
વીઘ્ન સહુ હણનારી. પ્રભુ૦ ૩
વીશ્વનીયંતા પ્રભુ બળવંતારે,
જય જય જય અસુરારી. પ્રભુ૦ ૪
અકળ કળા અવનીતળ પસરી,
ચમતકૃતી સુખકારી. પ્રભુ૦ ૫
આનંદદાયક કષ્ટ વીનાશક,
કલેશ તું નાંખ વીદારી. પ્રભુ૦ ૬
પ્રેમ ધરી કરૂં હું અભિવંદન,
અરજ કરૂં અઘહારી. પ્રભુ૦ ૭
નિશિવાસર ગુણ ગાઉં મુખેથી,
કેશવ મતી દે સુધારી. પ્રભુ૦ ૮

---

કીર્લોસ્કર કૃત. (લાલ શાલ જોડી જર તારી) એ તર્જ.

વીશ્વનાથ શકતી અતિ તારી,
પાર પામશે નહીં કોઇ;
ગાયન તારી સદકીર્તીનું,
હોંશથી વદું આળસ ખોઈ. વિશ્વનાથ૦ ૧
ધ્યાન ધરીને તારૂં પ્રીતે;
સંચરૂં શુભ મારગ જોઈ,
થાય કદી તારી કુદ્રષ્ટી;
દુઃખથી મરશે જન રોઇ. વિશ્વનાથ૦ ૨

આપ મને ભક્તી તું તારી,
નિશદીને રહુ ચિત પ્રોઇ;
કેશવ તારી લીલા માંહી,
પ્રેમ ધરી બહુ 'રે' મોહી. વિશ્વનાથ૦ ૩

## જીવને શીખામણ.



### લલિત છંદ.

જગત મોહના ફંદમાં ફસ્યો,
મુરખ તું અરે દૂરના ખસ્યો;
મનનથી તુ જે કોણ તાહરાં,
જન વિચારિ જો જાગિને જરા. ૧
ભગનિ ભ્રાતને માત તાત જે,
સહુ કુટુંબીઓ સ્નેહી સાથ તે;
મરણને સમે સો થશે પરાં,
જન વિચારિ જો જાગિને જરા. ૨
મનુશ દેહ રૂડો તને મળ્યો,
ગમતમાં પડી કાંઇ ના કળ્યો;
નવિન રંગને નીરખી નર્યા,
જન વિચારિ જો જાગિને જરા. ૩
છડિ કુછંદની ઝાલિ હાથમાં,
જીવ લગાડીને જુવતી સાથમાં;
જઇ જુવાનીને આવશે જરા,
જન વિચારિ જો જાગિને જરા. ૪
મુરખ પેટની વેઠમાં ફર્યા,
નફટ ધુળ છે જન્મ તેં ધર્યા;
જનની ભારથી મારી તેં ભલા,
જન વિચારિ જો જાગિને જરા. ૫

ભવપતી નહીં ભાવથી ભજ્યા,
ભગતના ભલા સંગ ના સજ્યા;
તજી તમામ તેં પંથ પાંશરા,
જન વિચારિ જો જાગિને જરા. ૬
દીનનિ દાઝના દીલમાં ધરી,
અખુટ પાપના પુંજને ભરી;
ખબર અંતમાં શો થશે ખરા,
જન વિચારિ જો જાગિને જરા. ૭
કપટ કાટલાં હાથમાં ધર્યાં,
ગરિબનાં ગળાં કૂડથી કર્યાં;
છળ તણા તને ખૂતશે છરા,
જન વિચારિ જો જાગિને જરા. ૮
લગિર લ્હાવ લે ભાવના ભરી,
નિકટ નેહ તો નાથશું ધરી;
કઇક કામના અવર આશરા,
જન વિચારિ જો જાગિને જરા. ૯
સમય જાય તે આવશે નહીં,
કર વિચાર તું દીલમાં સહી;
રટ તું સદ્ય વીભૂ પરાત્પરા
જન વિચારિ જો જાગિને જરા. ૧૦

## ઇશ્વર પ્રત્યે માગેલી ક્ષમા.



**રાગ રૂક્ષ્મણિ વિવાહનો**

જગદીશ્વર છો બહુ નામીરે,
ઘટ ઘટના જે અંતરજામીરે;
આપે અકળ નિરંજન રાયારે,
સત રજ તમ વિસ્તારી માયારે. ૧

એવા ગુણ પતિ હ્રદય બીરાજોરે,
નિજ બાળકનો કર સહાજોરે;
મતી હીન બાળક અવિચારીરે;
દેહ સ્વારથે વિષય વીકારીરે. ૨
મિથ્યા મનોરથમાં નિત્ય મળીયોરે,
દુષ્ટ વાસનામાં બહુ બળીયોરે;
તૃષ્ણાતુર અકરમી અભાગીરે,
નથી સતસંગનો અનુરાગીરે. ૩
લોભી લંપટ નિમક હરામીરે.
એવા દુરગુણની નથી ખામીરે;
જ્ઞાન મારગનું નથી ભાનરે,
નથી જાણતો વેદ નિદાનરે. ૪
મહાનુભાવને ગુણ અંતરે,
એવા સેવ્યાનથી કોઈ સંતરે;
સદવિદ્યા સામુ નથી જોયુંરે,
નર તન પામી એળે વગોયુંરે. ૫
નથી જાણતો ધર્મનો મર્મરે,
ભણ્યો વિદ્યા તે સઘળી અધર્મરે;
કળા કાવ્યની જે છે મેળવણીરે,
તેની સીધી નથી કઇ કેલવણીરે. ૬
એવો અકલ હિણો અડઅંગીરે,
થવા ઇચ્છે નિવૃતિનો સંગીરે;
નિવૃતિ મેળવી હરી ગુણ ગાઉરે,
કૃપા હોયતો કૃતારથ થાઉરે. ૭
સુરનર માગે જાચક થઇનેરે,
કરે સ્તવન એકાંતે રહીનેરે;
તોયે મળતું નથી તેને ધામરે,
મનુષ્યા જન્મજે પરમ નિધાનરે. ૮

નર દેહ પારસ મણી જેવોરે,
ભવનાવ અમરફળ મેવોરે;
એવો અગણીત સાર ખજાનોરે,
આપે નિરમ્યો છે જાણી મજાનોરે. ૯
એવો અરપ્યો જ્યારે મને રોષરે,
ત્યારે જોયા નથી મુજ દોષરે;
એમ કરૂણાં કરી આપો વાણીરે,
મને દીન પોતાનો જાણીરે. ૧૦
ઉલટ થઇ છે હરીગુણ ગાવારે,
ગાઇ ગાઇ નિજ પદમાં સમાવારે;
માટે આવ્યો છુ તમ શરણે દોડીરે,
નહીં નાંખશો નાથ વખોડીરે. ૧૧
જગતારક જગના સ્વામીરે,
ગુણ કરમે બહુ રૂપ નામીરે;
એવા જગદીશ ભવ દુખહરજોરે,
પ્રભુ મુજને પોતાનો કરજોરે. ૧૨

---



# અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર મહુસ્થોનાં નામ.

---

| | | | |
|---|---|---|---|
| ૫૧ | | નેક નામદાર મહેરબાન રાઓલ શ્રી હરીસીંહજી ભાઈ રૂપસીંહજી | વરલ દરબાર. |
| ૪૦ | | રા. રા. એક સદ્‌ગ્રહસ્થ | સિહોર. |
| ૨૫ | | ,, દવે જુઠાભાઇ ગીગા વકીલ | ,, |
| ૧૦ | | ,, ભટ ગવરીશંકર જેશંકર | ,, |
| ૧૦ | | ,, મેતા મયારામ જેઠા | ,, |
| ૧૦ | | ,, એક સદ્‌ગ્રહસ્થ | વરતેજ. |
| | ૧ | વરતેજ ગુ. ની. ની લાયબ્રેરી. | |
| | ૧ | કોલીઆક ,, | |
| | ૧ | ભંડારીઆ ,, | |
| | ૧ | જસપરા ,, | |
| | ૧ | અધેવાડા ,, | |
| | ૧ | બુધેલ ,, | |
| | ૧ | કોલીઆક કન્યાશાળા લાયબ્રેરી. | |
| | ૧ | વરતેજ ,, | |
| | ૧ | ત્રાપજ ,, | |
| | ૧ | ભંડારીઆ ,, | |
| ૫ | | ,, દવે શ્રી માહાવજીભાઇ ગગલ | ભાવનગર. |
| ૫ | | ,, ભટ ગવરીશંકરભાઇ જડુરામ | ,, |
| ૨ | | ,, દવે મગનલાલભાઇ રામજી | ,, |
| ૨ | | ,, દવે છોટાલાલભાઇ ભવાનીશંકર | ,, |
| ૨ | | ,, માનશંકરભાઇ ગવરીશંકર | ત્રાપજ થાણદાર. |
| ૫ | | ,, મેતા કુરજી જગદીશ | જાફ્રાબાદ. |

| | | | |
|---|---|---|---|
| ૪ | રા. રા. | જોશી નર્મદાશંકર હરજીવન | મુંબઇ. |
| ૫ | ,, | દવે અંબાશંકર પ્રભુર | ભાવનગર. |
| ૧૦ | ,, | કરૂણાશંકર મુળજી | ત્રાપજ. |
| ૨ | ,, | ભટ ભાઇશંકર માહાવજી | ,, |
| ૧ | ,, | રાણાભાઇ ગીગાભાઇ | ત્રાપજ ફોજદાર. |
| ૧ | ,, | મોતીભાઇ હરભમજી | ,, પો૦ સવાર. |
| ૧ | ,, | પંડયા રેવાશંકર કાશીરામ | ત્રાપજ મેહેતાજી. |
| ૧ | ,, | રામકૃશ્ન વીરેશ્વર ક૦ મારતર | ત્રાપજ. |
| ૧ | ,, | ત્રવાડી કેશવજી મહાવજી | ,, |
| ૧ | ,, | મેતા ભવાનીશંકર સુંદરજી | ,, |
| ૧ | ,, | મેતા ઝવેરદાસ માધવજી | ,, |
| ૧ | ,, | ખોજા નજરઅલી લાલજી | ,, |
| ૧ | ,, | પ્રમાણંદદાસ કેશવજી | ,, |
| ૧ | ,, | ભટ ગીરજાશંકર મોહનજી | ,, |
| ૧ | ,, | ભટ હરીશંકર પીતાંબર | ,, |
| ૧ | ,, | ત્રવાડી ધનેશ્વર પ્રમાણંદ | ,, |
| ૧ | ,, | મોતીગર મેધજતી | ,, |
| ૧ | ,, | મેતા નંદલાલ મોતીલાલ | ,, |
| ૧ | ,, | ભટ વિશ્વનાથ રતનજી | ,, |
| ૧ | ,, | પ્રેમજી વિ. રણછોડદાસ | ,, |
| ૧ | ,, | ગંગાદાસ વિ. મુળજી ગોરડીઆ | ,, |
| ૧ | ,, | ઉમીયાશંકર વીઠલ | ,, |
| ૧ | ,, | વીરાભાઈ ભાનાભાઇ | ,, |
| ૧ | ,, | પાલાભાઇ દાજીભાઇ મુખી | ,, |
| ૧ | ,, | શેઠ ધર્મસી ઝવેર | ,, |
| ૧ | ,, | રેવાશંકર મોહોનજી | ,, |
| ૧ | ,, | રેવાશંકર કેશવજી | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા.રા. | મણીશંકર નરશી | ત્રાપજ. |
| ૧ | ,, | જોખાભાઇ ગગજીભાઇ | ,, |
| ૧ | ,, | કલ્યાણજી પીતાંબર | ,, |
| ૧ | ,, | નંદરામ અંબારામ | ,, |
| ૧ | ,, | દામોદરદાસ અમીચંદ | ,, |
| ૧ | ,, | હીરાચંદ હરજી | ,, |
| ૧ | ,, | માહાવજી રામજી શંગજી | ,, |
| ૧ | ,, | નારણ ઝવેર | ,, |
| ૧ | ,, | ભાનુંશંકર રેવાશંકર | ,, |
| ૧ | ,, | વોરા જીવણજી સુલેમાનજી | ,, |
| ૧ | ,, | રવજી અંદરજી સોની, | ,, |
| ૧ | ,, | હીરજી જુઠા ત્રાપજવાલા | કારવાર. |
| ૧ | ,, | ખોજા સુમારભાઇ હમીર | ,, |
| ૧ | ,, | ભાઇશંકર મુલજી | બપાડા. |
| ૧ | ,, | માધવજી વીઠલ | ,, |
| ૧ | ,, | શેઠ દામોદરદશ ભીખા | પીપરલા. |
| ૫ | ,, | મોતીભાઇ લખમીદાસ | સથરા. |
| ૫ | ,, | ગીલાભાઇ સામળદાસ | ,, |
| ૨ | ,, | પ્રેમાણંદદાસ ત્રીભોવનદાસ | ,, |
| ૧ | ,, | અબજી ભીમજી | ,, |
| ૧ | ,, | લાલજી લવજી | ,, |
| ૧ | ,, | નથુભાઇ દયારામ મેહેતાજી | ,, |
| ૧ | ,, | માહાવજી લવજી | ,, |
| ૧ | ,, | શામજી વિ. અંબાશંકર દવે | દીહોર. |
| ૧ | ,, | ઉમીઆશંકર દેવશંકર પંડયા. | તલાજા. |
| ૧ | ,, | બેચર વીઠલ વ્યાસ | ,, |
| ૧ | ,, | દેવચંદ વિ. રામજી | ગણુશા. |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | નરશીંગદાશ બાલકદાશ શમાનંદી | ભાવનગર. |
| ૧ | ,, | મણીશંકર અંબાશંકર | ત્રાપજ. |
| ૧ | ,, | રામજી ભવાનીદાશ ગીલુ | ,, |
| ૧ | ,, | ગોપાલજી શામજી | રામધરી. |
| ૫ | ,, | ગણેશ નારાયણ જોશી | મુંબઇ. |
| ૧ | ,, | હોરમજજી દાદાભાઇ | ,, |
| ૧ | ,, | ધનજીભાઇ શોરાબજી | ,, |
| ૧ | ,, | આદમઅલી તૈઅબઅલી | ,, |
| ૧ | ,, | બદરૂદીન અલીખાન | ,, |
| ૧ | ,, | કાનજી દેવજી નીકુ. | ,, |
| ૧ | ,, | માધવજી કેવળદાશ પાધ્યાય | ,, |
| ૧ | ,, | નીલકંઠ નારણજી પંડયા | ધાંધળી. |
| ૧ | ,, | વિશ્વનાથ ત્રીકમજી ત્રવાડી | ભાવનગર. |
| ૧ | ,, | વ્યાશ કાશીરામ અંબાશંકર | મોરચંદ. |
| ૧ | ,, | પંડયા પ્રભાશંકર લક્ષ્મીરામ | ,, |
| ૧ | ,, | મેમણ ઊમર હાશમ | દેવલી. |
| ૧ | ,, | જોશી મેઘજી નારણજી | ,, |
| ૧ | ,, | રાવળ શામજી ગોપાલજી | રંગુન. |
| ૧ | ,, | માધવજી ગોપાલજી | ,, |
| ૧ | ,, | મણીલાલ મગનલાલ | ,, |
| ૧ | ,, | જવેરી મનસુખલાલ દોલતચંદ | ,, |
| ૧ | ,, | મોહનલાલ જહુરામ | સિહોર. |
| ૧ | ,, | ગંગારામ ડી. વોચ મેકર | ભાવનગર. |
| ૧ | ,, | ખોજા ધનરાજીસભાઇ રાજન | મુંબઇ. |
| ૧ | ,, | જોશી બેચરલાલ હરજીવનજી | દીહોર. |
| ૧ | ,, | હરજીવન નથુ ભટ | કુકડ. |
| ૧ | ,, | ભાઇશંકર નથુ ભટ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | મગનલાલ વીઠલદાસ દમણીઆ | મુંબઇ. |
| ૫ | ,, | શેઠ નારણદાસ કલ્યાણદાસ મોતીવાલા | ,, |
| ૨ | ,, | શેઠ મંગળદાસ નગીનદાસ | ,, |
| ૧ | ,, | આણંદજી ચાંપશી | મુંબઇ. |
| ૧ | ,, | ભાણશંકર ધનજી | વડીઆ. |
| ૧ | ,, | રણછોડદાસ દેવજી | મહુવા. |
| ૧ | ,, | મગનલાલ શવચંદની કું. | મુંબઇ. |
| ૧ | ,, | ગોપાલજી પ્રેમજી | ,, |
| ૧ | ,, | નરશીરામ દત્તરામ | લાંઘણેજ. |
| ૧ | ,, | અમીચંદ જવેર | સંથરા. |
| ૧ | ,, | મેઘજી ભાથા | તલાજા. |
| ૧ | ,, | મુળજી જમજીવન | કપડવંજ. |
| ૧ | ,, | ભુલેશ્વર પુસ્તકાલય | મુંબઇ. |
| ૧ | ,, | માહાદેવજી ગોપાલજી રાવળ | નેસડા. |
| ૨ | ,, | હરજીવન મેઘજી ઠકર | મુંબઇ. |
| ૧ | ,, | દુલભજી કાલીદાશ જોશી | ખદરપર. |
| ૧ | ,, | મેતા ઊમીયાશંકર ઇશ્વર | વળાવડ. |
| ૧ | ,, | મેતા નરભેરામ કલ્યાણજી | ,, |
| ૧ | ,, | લખમીદાશ પ્રાગજી હીરજી | મુંબઈ. |
| ૧ | ,, | જેશંકર નારણજી પંડ્યા | ફરીઆદકા. |
| ૧ | ,, | મગનલાલ ત્રીભોવન ભટ | શીહોર. |
| ૧ | ,, | નંદલાલ હરીશંકર દવે | ભંડારીઆ. |
| ૨ | ,, | સુંદરદાશ કરશનદાશ વલભદાશ | મુંબઇ. |
| ૧ | ,, | જદુરામ ગોપાળજી ભટ | ભુંભલી. |
| ૧ | ,, | પ્રભાશંકર ત્રીભોવન ત્રવાડી | ભંડારીઆ. |
| ૧ | ,, | કાશીરામ પ્રમેશ્વર ભટ | ,, |
| ૧ | ,, | નુરમાહામદ કુરજી | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | જેઠાલાલ દેવકૃષ્ન | મુંબઇ. |
| ૧ | ,, | કાલીદાસ કાશીરામ | ગેરીતા. |
| ૧ | ,, | નાથાલાલ જેરામદાશ | પ્રાંતીજ. |
| ૧ | ,, | માહાદુ કૃષ્ણ | મુંબઇ. |
| ૧ | ,, | પ્રભાશંકર ત્રીભોવન ત્રવાડી | વાણુકડ. |
| ૧ | ,, | ગવરીશંકર પરશોતમ | ,, |
| ૨ | ,, | નરભેરામ હરજી દવે | શાહોર. |
| ૧ | ,, | પ્રભુદાશ મેઘજી | ત્રાપજ. |
| ૫ | ,, | પ્રમાણુંદદાશ વણારશી | મુંબઇ. |
| ૧ | ,, | પ્રમાણુંદદાશ જાદવજી મોદી | મુંબઇ. |
| ૧ | ,, | ત્રીભોવનદાશ ભીખા | પીપરલા. |
| ૧ | ,, | ઝીણાભાઇ વીરારામ | મુંબઇ. |
| ૨ | ,, | દામોદરદાશ ત્રીકમદાશ | મુંબઇ. |
| ૧ | ,, | દેવીદાસ ઝીણાભાઇ | ,, |
| ૫ | ,, | ચુનીલાલ ઝવેર | ત્રાપજ. |
| ૧ | ,, | મોતીલાલ હીરાલાલ બુરાનપુરી | મુંબઇ. |
| ૧ | ,, | ભીખા ઝવેર હરજી | ,, |
| ૨ | ,, | લક્ષમણ હરજીવન કામેસરી કલાર્ક | રંગુન. |
| ૫ | ,, | માધવજી ગગલ ભટ્ટ | ત્રાપજ. |
| ૧ | ,, | રણછોડદાશ વાલજી | મુંબઇ. |
| ૧ | ,, | ગંગાદાશ મુળજી | ,, |
| ૧ | ,, | માસ્તર ઇબરાહીમ જુશબ વરતેજી | ,, |
| ૧ | ,, | નરોતમદાશ મોતી | ત્રાપજ. |
| ૧ | ,, | જમનાદાશ લખમીદાશ | ,, |
| ૫ | ,, | શેઠ પ્રહરથ. | ,, |
| ૨ | ,, | મગનલાલ ભાણજી | મુંબઇ. |
| ૫ | ,, | બાળકૃષ્ણ લક્ષમણ બાકઠ બુકસેલર | ,, |

---

**આ પુસ્તક રોકડી કીમતે નીચેને ઠેકાણે મલશે.**

**મુંબઇ**—આર. એન. ભટ એન્ડ સન્સ કાવસજી પટેલ ટેન્ક રોડ.

,, ભુલેશ્વર મારકીટની સામે ડોકામરડીવાડી મંગળદાશ તાપીદાસના માળાની જોડમાં ઘર નાં૦ ૧૪ કર્તા પાસેથી.

**ભાવનગર**—દવે અંબાશંકર ઇશ્વર જુના વડવામાં ચોરા પાસે.

**સીહોર**—દવે જુઠાભાઇ ગીગા વકીલની ઓફીસમાં—

,, રા, ગવરીશંકર જેશંકર ભટ્ટ ભટરોરી.

**ત્રાપજ**—રા. લલ્લુભાઇ જસરાજ બજાર.

,, કર્તાને ઘેર—

**મહુવા**—રા. રા. નારણજી મુળજી તાલુકા સ્કુલ માસ્તર.

**ટીંબી**—રા. સ. હરજીવન ધનેશ્વર સ્કુલ માસ્તર

# જરા ધ્યાન દઈ વાંચશો તો કોઈ વખતે પણ ઉપયોગી છે.

મારાં દરેક માનવંતા અને કદરદાન સદગ્રહસ્થોને વિનતી કરવામાં આવે છે કે અમારા ઔષધાલયમા નીચે લખ્યા પ્રમાણે દવાઓ ઘણીજ અકસીર અન તદ્દન વનસ્પતીનીજ બનાવેલી મળશે

તાવ માટે અકસીર ગુટીકા ડબી ૧ માં નંગ ૧૬ કી૦ રૂ ૧
ધાતુપુષ્ટીની ગોળીઓ ડબી ૧ માં નંગ ૧૬ કી૦ રૂ. ૧.
પરમા ઉપર અકસીર ગોળીઓ ડબી ૧ નંગ ૧૬ કી૦ રૂ ૧
વાતચક્ર તથા દમની ગોળીઓ ડબી ૧ નંગ ૧૬ કી૦ રૂ. ૧
ચાંદીનો અકસીર મલમ ડબી ૧ ની કીમત રૂ. ૦ાા
જુલાબની ગોળીઓ ડબી ૧ માં નંગ ૨૪ કીમત રૂ. ૦ાા
દરાજો માટે અકસીર મલમ ડબી ૧ ની કીમત રૂ ૦ા
બચ્ચાં માટે બાલમુકુંદ સોગઠી ૧ ની કીમત રૂ. ૦ા
દાંતનું ગુલાબી મંજન સીસી ૧ ની કીમત રૂ. ૦ા

ઉપરની દવાઓ દરેક સ્ત્રી તથા પુરૂષોને માટે એકસરખા રીતેજ વપરાશમાં લેવાય છે. અમારી ઉપર લખેલી તમામ દવાઓ મુંબઇ તેમજ હીંદુસ્તાનના દરેક ભાગમાં તથા આફ્રીકા વગેરે સ્થળોમાં બહોળા ઉઠાવમાં ચાલુ છે તો ઉપલા રોગવાળા દરદીઓએ અમારી દવાઓ વાપરી ખાતરી કરવી. એ સીવાય સાચાં મોતીનો સુરમો તથા પુષ્ટીપાક પણ અમારે ત્યાં મળશે; તેમજ નાડી પરીક્ષા કરી રોગ પારખી દવા આપવામાં આવશે. બહાર ગામવાળાઓએ પત્રથી ખુલાસો મેળવવા માટે ટીકીટ મોકલવી. દરેક દવા વેલ્યુપેબલ પારસલથી મોકલવામાં આવશે. દવા વાપર વાની વીગતનું લીસ્ટ દવા સાથે મોકલવામાં આવશે.

દેશી વૈદ્ય મોહનલાલ રણછોડદાસ ગાંધી
ઠે. કાલબાદેવી રોડપર સત્યવિજય ઔષધાલય
દ્વારકાનાથનાં મંદીરની સામે મુંબઇ.

# વિજય છાપાખાનું.

આ છાપખાનામાં દરેક જાતનું છાપવાનું કામ જેવું કે અંગ્રેજી, મરાઠી, ગુજરાતી, બીલબુકો, ગાડીની બુકો, ચેક બુકો, રેલવેઓના ટાઇમટેબલ, માસીક ચોપાન્યા, ગોદીના હરએક જાતના ફારમ, નોવેલ્સ, હાંન્ડબીલ, વગેરે કીફાયત ભાવે અને વખતસર કરી આપવામાં આવશે.

૨ જે સાહેબો પાસે હાતનાં લખેલાં જુનાં અથવા નવાં રચેલાં પુસ્તકો હશે અને પોતે છપાવવા માટે અશકત હશે તો તે પુસ્તક હમારા ઉપર મોકલવાની મેહેરબાની કરવી એટલે અમોને તે પસંદ પડશે તો તેનો ઠરાવ પત્રદ્વારા કરીશું. અથવા પોતાને છપાવાની મરજી હશે તો અતી ઉત્તમ રીતે છાપી દેશું.

૩ જે સાહેબોને પ્રેસ સંબંધી ટાઇપ, પ્રેસ, કાગજ, શાઇ, કેસીસ, અથવા કોઇબી જાતનો સામાન જોયતો હોય તો મંગાવી લેવો. એટલે જલદી જુજ કમીશન લઇ મોકલવામાં આવશે. પઇસા અગાઉથી મોકલનારની ફરમાસ ઉપર વધારે ધ્યાન આપવામાં આવશે.

૪ ટાયપોના તથા પ્રેસ સંબંધી સામાનનું લિસ્ટ અર્ધા આનાની ટીકીટ મોકલવાથી મફત મોકલવામાં આવશે.

૫ વિજય છાપાખાના સંબંધી હુંડી મનીઑરડર તથા બીજી કઇપણ ફરમાસ હસે તો મ્યાનેજર વિજય છાપાખાના મુંબઇ એ નામપર કરવો.

મેનેજર,

**વિજય છાપાખાનું.**

પાંજરાપોળ ૧ લી ગલી, મુંબઇ,

પોષ્ટ ગિરગાંવ.

